# જમરૂદે હેકાયાત,

યાને

મજી વારતાઓનો વાંચવાલાયક સંગ્રહ.

(બે ભાગમાં.)

## ભાગ પેહેલો તથા બીજો.

બનાવનાર,

**ખરશેદજી નશરવાનજી પેશતનજી,**

તે

"હેકાયાતે દીલપસંદ" "નકલીઆતનામાં"
તથા "હીંદુસ્થાનના ઇતીહાસ"
નો બનાવનાર.

**મુંબઇ,**

"ફોર્ટ પ્રિન્ટિંગ પ્રેસ."

૧૮૭૪.

કીંમત રૂ. ૩.



# દીબાચો.

ંચવાથી જ્ઞાન મળેછે, વીચારશક્તી વધેછે, ફુર-
. વખત સારીરીતે ગાળી શકાયછે, અને, એ
.ાંત, બીજા અનેક ફાયદા થાયછે. પણ, જેમ ખુ
.ક ખાઈને પચાવવા વીના અંગે લાગતો નથી, તેમ,
વીચાર કરી, સમજી, તથા પચાવીને વાંચયા વગર
વાંચેલું ફાયદો કરતું નથી- સેહેલાં વાંચણનો શોખ
દેશીઓમાં દનપરદન વધતો જાયછે, ને દેશી ભાશા-
ઓમાં હાલ એકેકપછે ઘણાં પુસતકો બાહેર પડેછે.

પુસતક લખવાની આ મારી ચોથી વારની કો-
શેશ છે. હાલનાં પુસતકમાં, વીલાયતની તવારીખને
.ગતી વારતાઓ, તથા બીજી પરચુટણ બાબદો, એ
જુદા જુદા ભાગોમા સમાવી છે. "સંગત તેવી બુ-
દ્ધી" એ કેહેવત આપણામાં સાધારણ છે. સારી ન-
.સી સંગતથી જેમ માણસોનાં કાંમકાજ તથા રી-
.ભાત ઉપર અસર થાયછે, તેમજ, સારાં નરસાં પુ-
.તકો વાંચવાથી બનેછે. તવારીખ અથવા કાયદાનાં
.સતકોમાંથી જેમ તવારીખ અથવા કાયદા ખબર પ-
.છે, તેમજ, નીતીનાં પુસતકોમાંથી નીતી—ને અનીતી
.ાં પુસતકોમાંથી અનીતી જોડે ઓળખાણ થાયછે.

આટલામાટે, વાંચાણારનાં મન ઉપર ખ
સર કરે એવી વાસ્તાઓ, ગમે એટલી ર
એમાં સમાવી નથી—ને પેહેલા ભાગમાં
તવારીખને લગતી વારતાઓ એટલા માટે
હાડી સમાવીછે, કે વારતા વાંચતાં વાંચાણાર
આન તવારીખ પાછળ ખેંચાઇ તવારીખ વાં
આપણાં લોકોમાં શોખ વધે.

એવી રીતે રચેલું આ પુસતક, બનાવનારે ર
ખેલી મકસદ થોડી ઘણીબી પાર પાડશે યા નહીં
તે વીશે પુસતક વાંચવાથી ખાતરી થશે. તોપણ,
અગર કોઇબી રીતે, ફુરસતની વખતના બે કલાક
નીરદોશ રમુજમાં ગાળી કાઢવામાં એનાથી થોડી ઘ
ણીબી મદદ મળશે તો, પુસતક રચણાર પોતાની
મેહેનતનો પુરતો બદલો વળેલો સમજશે.

ખ. ન. પે



# સાંકળીઉં.

## ભાગ પેહેલો.



## ભાગ બીજો.

# જમરૂદે હેકાયાત;

## ભાગ ૧ લો.

# તવારીખમાંની વારતાઓ.

### 'રીચમંડ'ની ત્રણ આફતો.

'યારક' અને 'લાંકેસટર' ની ખુનરેજીભરેલી લડાઇઓ, જેમાં મોટમોટા નામાંકીત શુરા વીરાઓનાં લોહીથી વીલાયતની જમીન તર થઇ હતી, તે ત્રીજા 'એડવરડ' ની ઓલાદના રાજ જીતી લેવાના અરસપરસના જઘડાથી નજદીક પચાશ વરશ ટકી રહી હતી. છઠો 'હેનરી,' જેનાં રાજમાં આ જઘડા પેહેલવેહેલા શીરૂ થયા તે એ રાજાના ત્રીજા દીકરા 'લાંકેસટર' ના 'ડયુક જાન' ના બેટાનો નબીરો હતો. બીજા હાથ ઉપર, 'યારક' ના 'ડયુક' 'રીચરડ પલાનટાજનેટ,' એજ નામીચા રાજાના બીજા દીકરા 'લાયનલ, ડયુક આવ કલારનસ' ની ઓલાદથી ઉતરેલો હતો. આ ઉપરથી, ઇંગરેજી કાયદા પરમાણે, રાજા 'હેનરી' ના હક્ક કરતાં 'ડયુક આવ યારક' નો રાજ ઉપર વધારે હક્ક હતો એ દેખઇતું છે.

આપણી વારતાનું મંડાણ થાયછે તે વખતે રાજા 'હેનરી,' જેને થોડુંક થયુંજ 'ડયુક આવ યારક' ના બેટાએ તખત ઉપરથી હાંકી કાઢીયો હતો તે એ 'ડયુક' ઉપર

સામી ફતેહ મેલવી તુરતનોજ પાછો ગાદીએ બેઠો હતો.

એ બાદશાહની ફતેહ થવાથી દેશના જુદાજુદા ભાગો ઉપરથી મોટામોટા નામાંકીત ઉમરાઓ એને મુબારકબાદી આપવા થકી પાયતખતે આવીઆ હતા. એમનામાં 'જાસપર ટયુડર,' 'અરલ આવ પેમબ-રોક', તે એ બાદશાહનો સાવકો ભાઇ પણ હતો. આ વખતે એ 'અરલ' પોતાના તેર વરશના નાહના ભતરીજાને પણ રાજાની મોલાકાતે પોતાની જોડે લાવીઓ હતો. એ જવાન ઉંચો નહીં તોપણ ઘણો દેખા-માણો, પતલાં કદનો તોપણ તનદુરૂસ્ત શરીરનો હતો. આ છોકરાને લઈ 'અરલ' જેવો દીવાનખાનાંમાં પેઠો તેવી બાદશાહની નજર જાણે એ છોકરાના ચેહેરા ગમી ઠસી બેઠી.

તે બોલીઓ, "મારા 'લારડ પેમબરોક', આ કોણ છોકરો વારૂ"?

'અરલ' ગુઠણ મંડી સર નમાવી બોલીઓ, 'ખુદા-વંદ, એ આપણો ભતરીજો, 'રીચમંડ' નો 'હેનરી'.

હવે બાદશાહ 'રીચમંડ' તરફ અગાઉ કરતાં વધારે હોંસથી જોવા લાગો. તેની ઝલકતી આંખો, ગંભીર, હસતો મુખરો તથા બોલવા માગતા હોય એવા હોટ જોઇ, આખી કચેરીનું ધીઆન તેની ગમી ખેંચાયું. તે બોલીઓ, 'આ છોકરાનું મોહું જોતાંજ એનું ભવીશ મને જાહેર થયુંછે. 'હેનરી ટીઉડર' ધકો દઇ સાંભળ, મને જે લક્ષણો નજર પડેછે તે ઘણું

કાઠીભરેલાં તોપણ અવારનવાર સારાંનરસાં એમ વારાપરથી બદલાતાં છેઃ બાદશાહી દબદબા તથા નામાંકીતપણાં જોડે ફીસાદ તથા દેહેસ્ત ભેળાયલાં લાગે છે; મોટી સાંકળો તથા ભારે વજનની બેડીઓ જોડે તખ્ત, તથા તેજ સમશેર ને લડાઇના ઝુંડાઓ વચ્ચે તાજ નજરે પડેછે! 'હેનરી ટયુડર', તું તારે માથે તાજ પ્હેરશે, અગર ત્રણ આફતમાંથી તું છુટશેતો.—"

છોકરો ગુઠણ મંડી બાદશાહના હાથને બોસો દઇ બોલીઓ, "અને તે ત્રણ આફત શી, મારા મુરબ્બી, તે મેહેરબાની કરી કહો."

બાદશાહે થોડો વખત છોકરાનાં મોઢાં ગમી એક્કી ટગરે જોયું, અને પછે ઝટ દઇ બોલી ઉઠ્યો—"**સારો પવન—બેહીલ દોસ્ત—ને ભુંડના દાંત.**"

છોકરો.—તોપણ, કંઈ વધારે કહો, ખુદાવંદ; મારૂં ભવીશ મને બરાબર જાણવા દો.

બાદશાહ.—(કપાળે હાથ દઇ વીચાર કરીને,) થઇ ચુકું, બેટા, થઇ ચુકું; મારૂં સ્વપનું વહી ગયું; હવે તું વધારે જાણીશ નહીં.

વીલાયતના બાદશાહની એ ભવીશવાણી શાહજાદા 'રીચમંડ' ની છાતીમાં એવી મજબુત ઠસી બેઠી કે ઘણાં વરશ વહી જતાંબી તે વીસરાઇ નહીં. તોપણ જેમ વખત જતો ગયો તેમ એ વાણી સાચ્ચી પડવાની વક્કી ઓછી થતી ગઇ. એટલા વખતમાં આફતો તો એણે ઘણીબી વટાવી; પણ 'હેનરી'

બાદશાહે વરતેલી ત્રણ આફતો માહેલી એક્કે નહીં. તીઆરે વીલાયતનું તાજ પેહેરવાની વક્કી તે શી? 'હેનરી' બાદશાહ અને તેનો બેટો સલામત હતા તાંહાં સુધીતો એમનો વંશ કદી ખુટી નહીં પડે, અને તેથી એ શાહજાદો બાદશાહ થવા પામે નહીં, એ દેખઇતું હતું. વળી, આગળ ચાલતાં જ્યારે, 'હેનરી' બાદશાહને 'લન્ડન ટાવર' માં અને તેના બેટાને 'ટયુકસબરી' માં ઠાર કરવામાં આવીઆ તીઆરે એ શાહજાદાની તખતે આવવાની વક્કી ઘણીજ થોડી રહી; કાંકે હવેતો 'યારક' ની સામી બોરદુવાળાઓના હાથમાં રાજસત્તા પક્કેપણે આવી.

સંધું છતાંબી, આંગળા બાદશાહે જે મોટાઇ તથા નામદારીના વચન કહેલા તે હજી એ શાહજાદાનાં મનમાં ભમતાજ રહ્યા. 'લાંકેસટર' ના વંશ માહેલો હવે તે છેલ્લોજ હતો; બાકીના સંધાતો લડાઇ તથા ખુનામરકીમાં અટવાઇ મુઆ હતા; કેટલાકનેતો સામી બોરદુવાળાઓએ કેદ પકડી ગરદન મારીઆ હતા. તોપણ, જ્યાંસુધી એ ઝાડની વગર વેહેરાયલી એકબી ડાહાળી સલામત હતી તથાં સુધીતો 'લાંકેસ-ટરીઅનો' ને આશા હતી. શાહજાદો 'હેનરી' ગોયા એ વઉંશનો એક ઝલકતો સીતારો હતો, જેની ચાલ ઉપર 'લાંકેસટરીઅનો' ની ચઢતી પડતીનો આધાર હતો.

'ટયુકસબરી' ની લડાઇનું પરીણામ રાણી 'માર-ગરેટ' ની સામે ઉતરવાની ખબર સાંભળતાંજ આપણા

જવાન શાહજાદાને લઇ 'અરલ આવ પેમબરોક' પેહેલ્લાં 'શેપસટો' તથા પછે 'પેમબરોક' એ બંન્ને કીલ્લામાં વારાપરથી કેટલુંકસુધી ભરાઇ બેઠા, અને ત્યાં જ્યારે એમના દુશમનોએ એમને ઠરવા દીધા નહીં તયારે એઓ 'ટેનબી' બંદરે થઇ 'બ્રીટની' માં આવી તયાંના 'ડયુક ફ્રાનસીસ' ની પનાહ પકડી બેઠા.

'ફ્રાનસીસ,' વચનનો સાચો, આબરૂનો ભુખો, સ્વભાવે માયાળુ, ને દુખીઆરાંની કદરવાળો હતો, તેણે, એમનો સારો આવકાર કરી, પોતાની સલતનતમાં એમને બીનધાસતીએ રેહેવા કહ્યું. એઓ આવતાં પછી, એમની બોરદુવાળા પાંચ પચીસ બીજા ઉમરાઓ પણ ત્યાંજ આવી, શાહજાદા 'હેનરી'ને પોતાના રાજા તરીકે ગણવાના સોગંદ લઇ, પનાહ પકડી બેઠા. આથી, 'વાનસ' શેહેરમાં એ શાહાજાદો દરબાર ભરતો હતો તેને, લગાર વધારે તેજ મળીઉં.

'ડયુક' ની મમતા દનપરદન શાહજાદા ઉપર વધવા લાગી; પણ પોતે વીલાયતના રાજાનો બેરખાં હોવાથી, તથા પોતે પોતાના મુલુકને 'ફરાનસ' ના લોભી શાહનશાહની તરાપમાંથી બનચાવવા થકી 'ઇંગલંડ' સાથે સુલેહના કોલકરાર કીધેલા હોવાથી, એ શાહાજાદાની એ દેશ ઉપર ચઢાઇ કરવાની ઉલટને એણે ગણકારી નહીં.

આણી તરફ, શાહજાદો 'હેનરી' 'બ્રીટની' તરફ નાહઠો હતો એવું જાણતાંજ 'ઇંગલંડ' ના રાજા

'એડવરડે' તેને પોતાના કબજામાં લેવાની વેતરણ કરવા માંડી, ને એ કારણસર 'ડયુક' ને સમજાવવા 'બ્રીટની' દરબારે એલચી મોકલીઆ. પણ 'ડયુક ફ્રાનસીસ' પોતાનો વચન તોડે એવું આદમી ન હતું. ઇંગ્રેજી એલચીઓની અરજ ધીરજથી સાંભળી મજબુતીથી તેણે તેમને ઉત્તર વાળીઓ; અને એમને લગાર શરમાવી તોપણ ઘણા ચઢાવી રવાના કીધા.

આગળ ચાલતાં 'ઇંગલાંડ' અને 'ફરાંનસ' વચ્ચે લડાઇ ઉભી થવાથી થોડુંકસુધી 'એડવરડ' બાદશાહ આપણા જવાન શાહજાદાને ભુલી ગયો; પણ એમના વચ્ચે પાછી સુલેહ થતાંજ 'ડયુક' ને સમજાવી તેને પોતાના કબજામાં લેવાની કોશીશ એણે પાછી જારી કીધી. પણ સુધા ફ્રાનસીસે મજબુતી સાથે પોતાના વચનને વળગી રહી 'ઇંગલાંડ'ના બાદશાહને દાદ દીધી નહીં. તોપણ, એ રાજાએ શાહજાદાને પોતાના કબજામાં લેવા જે ફંદા રમવા માંડયા—તેનું તમામ સુખ તથા છુટાપણું લુટી લેવાની અને તેનો પીઆરો જાન વતીક બરબાદ કરવાની તેણે જે તદબીરો કરવા માંડી—તે સંધી તદબીર તથા ફંદાથી એ જવાન શાહજાદો પુરતીરીતે વાકેફ હતો; જેથી એ વાતનો એને કંઇ થોડો બળાપો નહીં હતો. તે ગમગીન થઇ અંદેશો કરતો કે તેનાં સુખ, છુટાપણાં, તથા જીવની સલામતી વતીકની એક પળવારની આશા હતી નહીં; મગર સંધાંનો આધાર તેની પોતાની

સાવચીતી તથા 'ડયુક ફ્રાનસીસ' નાં એકીન ઉપર હતો. વારેઘડીએ તે પોતાનાં મનમાં કચવાઈને બોલતો, 'અફસોસ! અફસોસ! એવો વગર આધારની લવીશવાણી હું એ સાંભળી ન હોત તો કેવું સારૂં! એ ખુદા! ખુનામરકીમાં અટવાઈ ગયલા 'લાંકસટરીઅન' વઉંશની બોરદુવાળાઓની સરદારી હું એ માથે બેંચી નહીં લીધી હોતતો આજ હું કેટલો નચીંત હોત! તયારેતો, મારો બાપીકો મેહેલ, ને મારી તમામ મીલકત જોડે મારૂં છુટાપણું વતીક કાયમ રેહેત'.

આવા શોકભરીઆ વીચારથી શાહુજાદો ગમગીન રેહેતો તેટલાં અકસમાતથી રાજા 'એડવરડ' ની વડી બેટી શાહુજાદી 'એલીઝબેથ' ની સબી તેની નજરે પડી. તેણીનાં મોહાંની આચંબો પમાડનારી ખુબસુરતી જોઇ તે છક્ક થઇ ગયો, અને તેણીનું સીધા સરવની મીસાલનું કદ તથા મીઠાસ ને નમ્રતાભરેલો ચેહેરો જોતાંવાર તતકાળ તે તેણી ઉપર મોહી પડ્યો. પેહેલાંતો તેને લાગીઉં કે એટલી ખુબસુરત ઓરત દુનીઆમાં કબી હોયજ નહીં, અને કદાચ સબી પાડનારે તેણીને અસલ કરતાં વધારે ખુબસુરત ચીતારી હશે; પણ શાહજાદીને નજરે દીઠેલી એવાં લોકોએ જયારે આ વાતની ગવાહી પુરી તયારે એની પુર ખાતરી થઇ. હવે આ નવો જુસ્સો શી રવેશ સમાવવો? શાહજાદી 'એલીઝબેથ,' જે 'એડવરડ' બાદશાહ જેવા કટ્ટા વેરીની બેટી, તેણીને પરણવાનો

આશા શી? એ આશા તો વીલાયતનું તાજ પેહેરવાની આશા કરતાંબી થોડી. ગમે તે હોવો, પણ શાહજાદીને તેણીની ઉપરની મોહોબતથી જાણીતીતો કરવી જોઇએ. હવે આ શી રવેશ કરવું તેના વીચારમાંજ થોડા મહીનાતો વહી ગયા. અંતે 'ક્રીટની'થી 'સર જાન શુલટ' નામે બહાદુર 'નાઇટ'ને કંઇ રાજદુઆરી કામસર 'ડ્યુક' 'ઇંગલાંડ' મોકલવા કાઢીઓ. આ ભલો 'નાઇટ' શાહજાદાનો જાની દોસ્ત હતો તેથી એને પોતાના હેવાલથી વાકેફ કરી શાહજાદાએ એને હાથે પોતાની સબી જોડે એક કાગળ શાહજાદી પર મોકલાવીઓ.

ભલા સર જાને પોતાને સોંપેલું બીકટ કામ મનમાનતી રોતે બજાવીઉં. શાહજાદી શાહજાદાની સબી જોતાંજ છક્ક થઇ ગઇ હતી તે સર જાનને મોઢેથી તેની વધુ તારીફ સાંભળી વધારે મોહી પડી. પછી એ બંને રાજવંશીઓ વચ્ચે કાગજ પતરનો વેહેવાર ચાલીઓ, અને દરેક પાછાં વળતાં કાગજે બંને વચ્ચે પીઆરનો ગાંઠ વધારે મજબુત થતો ગયો.

'રીચમંડ'ની પડીભાગેલી આશા હવે પાછી સજીવણ થઇ—તેના ગમગોન ચેહેરા ઉપર ફરી ખુશાલી દીપી નીકળી. પણ જે અમુલાં રતન ઉપર તેનું સંધું ચીત્ત ગોઠવાયલું હતું તે મેલવવાની આશા તો હુજી હંમેશના જેટલીજ વેગળી હતી—શાહજાદીનો બાપ પોતે તથા 'થારક' બોરદુવાળા તમામ ઉમરાઓ તેના

ફટ્ટા વેરી હતા તેનો શો ઇલાજ કરવો? રાજા 'એડવરડ' પાસે જાહેરમાં તેની બેટીની માગણી કરવી, કે છુપાછુપ 'ઇંગલાંડ' જઇ, શાહુજાદીને લઇ, 'બ્રીટની' નાહાસી આવી, તયાં તેણીની જોડે પરણવું? એવા એવા વીચારમાં આખો દીવશ તેનું મન રોકાવા લાગું. પણ એમાનું એકબી કામ પાર પડે એવું ન હતું. તયારે હવે શું કરવું?—'ડયુક ફ્રાનસીસ' ને સમજાવી તેને નામે શાહુજાદીની માગણી કરાવવી, અને રાજાએ હા પાડવા પછે તેણીને 'બ્રીટની' લાવી 'ફ્રાનસીસ' જોડે પરણાવવાની વતી શાહુજાદાએ પરણવી! આ પણ બનવું કઠણ હતું. ડયુક ફ્રાનસીસ મરતાં એવું કરે નહીં. તયારે હવે શું કરવું? જવાન શાહુજાદાનાં મનમાંતો રોજીંદાજ આ વીચાર ભમીઆ કરે.

વળી આટલામાં માડાં ભાયગે એ જવાન રાજવંશીઓ વચેની મોહોબતની વાત બાદશાહ 'એડવરડ' ને જાહેર થઇ. આથી પેહેલ્લાંતો એ ઘણો રીશે ભરાયો; પણ પાછળથી એણે એ મોહોબતનું ઓઠું આગળ કરી શાહુજાદીસે પરણાવવાને બાહાને 'હેનરી' ને પોતાના કબજામાં લઇ ઠાર કરવાનો કસદ કીધો. તેણે 'બ્રીટની' દરબારે બીજીવાર એલચીઓ મોકલી 'ડયુક' ને કેહેવડાવીઉં કે બંને બોરદુના જધડાનો સંપજમાં અંત લાવવાથકી તેણે શાહુજાદા 'હેનરી' ને 'એલીઝબેથ' શાહુજાદી જોડે પરણાવવાનો ઠરાવ કીધો હતો. આ એલચીઓમાં 'સ્ટીલીંગફલીટ'

નામે કાવતરાંખોર પણ બોલકણો, મીલનસાર ને ખુશામતીઓ એક પાદરી હતો તેણે દાવપેચ તથા મક્કર લડાવી 'ડયુક ફ્રાનસીસ' ની ખાતરી કીધી કે 'એડવરડ' બાદશાહ પોતાનો વચન એકીનદારીથી પાલશે: સંધાંતો ઠગાયાં; પણ આ વાત શાહજાદાના જાની દોસ્ત 'સર જાન શુલટ' નાં ધીઆનમાં ઉતરી નહીં. તેણે શાહજાદા સંગાતે વાત કરવાની તક સાંધી, ટુંકમાંજ તેની ખાતરી કરી આપી કે ઇંગરેજી સલતનતમાં પગ મુકતાંવાર તેના જીવનું જોખમ થવાની પુરતી વક્કી હતી. પછે 'ડયુકે' શાહજાદાની મરજી પુછવાથી તેણે વીલાયત જવાની ચોખ્ખી ના પાડી. પણ લુચ્છો પાદરી 'સ્ટીલીંગફ્લીટ' આટલામાંજ પીછો મુકે એવો ન હતો. એ ગુમરાહ ધરમગુરૂ, જેનાં અંત:કરણમાં વીખ ભેળાયલું છતાં જબાન ઉપર મીઠાસ મગમગતો હતો તેની ચાપલુસી ભરેલી વાતો અને રાજા 'એડવરડ' ની એકીનદારીની તારીફ સાંભળી એકવાર એ ચંચલ શાહજાદો વતીક છેતરાયો. ધરમગુરૂએ પોતાની મતલબ વધારે બંધબેસાડવા શાહજાદી 'એલીઝબેથ' સંબંધી એડવરડનો ઠરાવ જાહેર કીધો. બચારો ભોળો શાહજાદો પોતાની વાહાલી શાહજાદી જોડે પરણવાની વાત સાંભળતાંજ રાજીરાજી થઇ ગયો, અને ગમે તે થતાંબી એકવાર 'ઇંગલાંડ' જઇ તેણીને નજરે જોવાનો ઠરાવ કીધો.

શાહજાદીને નજરે જોવાનો ઉલટમાં 'હેનરી' એટલો તો

દીવાનો બની ગયો કે 'ઇંગલાંડ' જવાની તઈઆરી કરતાં જે થોડીઘણી ઢીલ થઈ તે વતીક તેને ઘણી અકારી લાગી. અંતે સંધું તઈઆર થવાથી 'ફ્રાનસીસ' ને હેતથી ભેટી એ 'બ્રીટની' છોડી ચાલીઓ. આણીતરફ, બહાદુર 'સર જાન શુલટ' નો શક હુજી દુર થયો નહતો માટે ઇંગરેજી એલચીઓ જોડે થોડે કટકે જઇ પોતાની વધારે ખાતરી કરવાનો તેણે ઠરાવ કીધો. મારગમાં એ ખાતરી જોઇએ એવી પક્કી થઇ. ઇંગરેજી એલચીઓની વરતણુક જે હમણાંસુધી નરમાશભરેલી હતી તે જેમ જેમ તેઓ આગળ વધતા ગયા તેમ તેમ બદલાઇ રફતે રફતે કઠણ ને કરડી થવા લાગી. શાહજાદાની પણ હવે પુરતી ખાતરી થઇ. તેણે જ્યારે જોયું કે તેના સાથીઓ અંદરખાનેથી તેને પોતાના બાદશાહના દામાદ તરીકે નહીં પણ બંધવા તરીકે ગણતા હતા—અને તેની સંધી હીલચાલ ઉપર બારીકીથી નજર રાખવા ઉપરાંત 'ઇંગલાંડ' જઇ પોહોંચવાની હદથી જ્યાદા ઉતાવળ કરતા હતા, તયારે ફરી એકવાર તે પોતાના જીવની ધાસતીમાં પડ્યો. પણ હવે કરવું કેમ? ઇંગરેજી એલચીઓના બાર હથીઆરબંધ સવારોના રીસાલા વચેથી એકલા 'સર જાન' જોડે નાહાસી જવાએ એવું તો કાંઇ હતુંજ નહીં. તોપણ જ્યાંસુધી સર જાન જેવો વફાદાર દોસત નઝદીક હતો તાંહાંસુધી થોડી ઘણી આશા હતી—શાહજાદાને બનચાવવાનો હજી એક ઇલાજ હતો—અને તે એ કે ઇંગરેજી એલચીઓ

પગરસતે ઓળાંગી સમુદ્રકાંઠે આવી પોંહોચે તે આગમજ 'ડ્યુક ફ્રાનસીસ' ને સમજાવી શાહુજાદાને પાછો 'પ્રોટની' તેડાવી લેવો. આટલામાં નસીબ સંજોગે વળી જબરૂં તુફાન થવા લાગું, તેથી એ ઉપાય કામે લગાડવા જોઇએ એટલો વખત પણ મળી આવીઓ; સબબ કે ઇંગરેજી એલચીઓની વાહાણે ચઢવાની તમામ ઉતાવળ છતાં, તુફાન નરમ પડવા વીના તો તેમણાથી વાહાણે ચઢાયજ નહીં.

મંજલ દર મંજલ કુચ કરતા, મારગમાં જરાબી થોભવા વીના, જે જગોઆ 'સર જાન' ને સારૂ ઇંગરેજોથી છુટો પડવા ઠરાવી હતી તયાં એઓ આવી લાગા. આ ઠેકાણે એ ભલો 'નાઇટ' આંખમાં પાણી લાવી બોલીઓ, "પરમપીઆરા અરલ, હવે મારે તમને છોડી જવું જોઇએ; પણ તેટલાં તમો સાવચીત્ત ને ખબરદાર રેહેજો—અને અગર એ નાતરસ લોકો પાસેથી છુટી આવવાનો લાગ ફાવેતો બેલાશક વટી આવજો. હું તો દરબારે પોંહોચતાંવાર મારી સંધી ધાસતી શાહને જાહેર કરીશ, ને ખુદાંનું કરવું છે તો હરેક તદબીરે તમને વાહાણે ચઢતા અટકાવીશ. તુફાની પવનનું જોર કાયમ છે તાંહાં સુધી તો આપણને ધાસતી નથી; પણ સારો પવન ફુંકતાંવારજ આ લોકો ઉતાવળે વાહાણે ચઢી જશે."

"સારો પવન," એ બોલો સાંભળતાંજ 'રીચમંડ' નાં મનમાં એકાએક દેહેસ્ત પેઠી—તે બોલીઓ, "સારો

પવન! ઓ ખુદા! એતો 'હેનરી' બાદશાહે કહેલી પેહેલી આફત! ઓ બહાદુર શુલટ! દયા કર—મદદ કર—મને બચાવ! તેમ નહીં બનેતો આ સંકટમાં એક વફાદાર દોસત દાખલ મારાં દુઃખમાં ભાગ લેવા હાંજ રેહે."

"પરમપીઆરા શાહુજાદા," (સર જાન શાહુજાદાનો હાથ પોતાના હાથમાં દાબી બોલીઓ, "મોટી ખુશીથી હું તારી સંકટમાં ભાગ લેઉં; મગર હું ધારૂંછ કે તારી જોડે રહેવા કરતાં દોડતે ઘોડે 'બ્રીટની' પાછો ફરી શાહુને આપણી ધાસતી જણાવવાથી હું તને વધારે અગતની મદદ કરી શકીશ. પછી, વાદળાંથી કાળા ભંમર બનેલા પણ વીજળીનાં ચમકવાથી વખતે વખત ઝળકાટપામતા આસમાન તરફ નજર કરી તે બોલીઓ, "એ વહી નહીં જાય તેટલાંતો તને પાછો તેડી જવા થકી શાહુની પરવાણગી મેલવી હું મારતે ઘોડે 'સેંટ મેલોઝ' ખાતે તને આવી મળવાની ઉમેદ રાખુંછ. સલામ! સલામ! તયારે સાવચીત્ત રેહેજે, પીઆરા; છેલ્લી સલામ!" શાહુજાદાને 'શેકહેન્ડ' કરી તે બોલીઓ, અને પોતાના તેજી ઘોડાને એડ મારી પલકવારમાં નજર નહીં પોંહોચે એટલો દુર નીકળી ગયો.

એ રીતે પોતાનો તેજી ઘોડો દપટાવતો એ બહાદુર 'નાઇટ' 'બ્રીટની' તરફ રસતો કાપવા લાગો. પોતાની આસપાસ તુફાની પવન ફુંકતો હતો ને માથે

વરસાદના ધોત પડતા હતા તેની પરવા ન કરતાં, ઉ-
ગટ રાહે બીઆબાન જંગલ વચેથી તેણે રસતો કા-
પીઓ. ત્યાં થોડા થોડા વખતને છેટે ચમકતી વીજ
ળીના સપાંટાને જોરે મોટાં ગંજાવર ઝાડો બળી ભસમ
થતાં—વળી જ્યારે વીજળી નાબુદ થવાથી આજુ-
બાજુ અંધારૂં ભંમર પડતું તયારે તુફાનનાં જોરે બુલંદ
દરખતોની મોટી મોટી ડાહાળીઓ કર-કર ભાગતી
સંભળાતી—વખતે પવન જરા નરમ ને ધીરો પડતો
તયારે તુફાનથી આજીજ થયલા કોઇ લાચાર મુસા-
ફરની ચીસ તેને કાને પડતી, જેથી તે જાણતો કે
એ ચીચારીનો પાડનાર જેમ તુફાનમાં દટાઇ અંતે
મરણ પામનાર હતો તેમ તે પણ અગર ઝડપ નહીં
કરશે તો જલદીજ મરણ પામશે. તોયપણ, દઇવ-
યોગે, એ બહાદુર 'નાઇટ'ના વગરવાચાના મુગા
ઘોડાને વતીક, ગોયા પોતાના સવાર કરતાં 'ક્રીટની'
જઈ પોંહોચવાની વધારે ઉતાવળ હોય એવી તે જાન-
વરે ઝડપ રાખી; અને ઘોડો તેમજ સવાર બંને જંગ-
લ વચેની ઉગટ રાહાથી વાકેફ હોવાથી, તે રાતે તે ડરા-
મણાં બીઆબાનમાં બીજાં ઘણાંકના જે હાલ થયા
તેમાંથી તેઓ બનચીઆ. સુરજ ઉગવાનો વખત
થતાં તુફાન જરા નરમ પડવા લાગું. વીજળી ને
વાદળના ગડગડાટ બંધ થયાં, ને વરસાદના ધોત
લગાર ઓછી ઝડપથી વરસવા લાગા. તોપણ, તુફા-
ની પવન, જે શાહજાદાને બચાવવાનાં બીકટ કામ-

માં સરવેથી મોટો મદદગાર હતો, તેતો હજી તેની તેજ દીશાથી અને અગાઉ જેટલીજ ઝડપથી ફુંકતો હતો. એટલા માટે, સવારે આશરે છ વાગતે જ્યારે બહાદુર 'સર જાન' દરબારના દરવાજામાં પેઠો તયારે આજુબાજુના મોહોલ્લાઓમાં તે પુર જોર સમેત ફુંકતો હતો, અને તેથી મોહોલ્લા સંધા ઉજડ હતા એ વાતને, તેણે સહુથી સારા સગન તરીકે ગણી.

આણી તરફ, 'ડ્યુક ફ્રાનસીસે' પણ રાત ઘણી બેચેનીમાં ગુજારી હતી. એકતો વાદળના ગડગડાટ, તુફાનના પોકાર, અને વરસાદના ભારે ધોતના જોસથી તેને ઉંઘ આવી ન હતી, અને બીજું તો રાજા 'હેનરી' એ આપેલો કોલ કદાચ ખોટો પડે તેના અંદેશાએ આખી રાત તેને જપ લાગો ન હતી. એથી, સકારેથી ઉઠી, પોતાનાં પુસતકખાનાંમાં બેસી, પોતાના માનીતા એક ગરંથકરતાનો ગરંથ વાંચી, તે નામવર પોતાની ઉદાસી ભુલી જવા જોતો હતો, તેટલાં 'સર જાન શુલટ' સામો આવી ઉભો.

પોતાના વીંશવાસુ 'નાઇટ' ને આટલી સીતાબીથી ને આટલા ઘભરાટ સમેત પાછો આવેલો જોઈ 'ડ્યુક' આચંબો પામી બોલીઓ, 'કેમ? ભલા સર જાન, એટલા ઘભરાટમાં, આવી બામદાદ વખતે, તમને આવવું પડ્યું?'

ભલો સર જાન, જેનાં કપડાં કાદવ ને વરસાદે તર થયલાં હતાં, જેને માથે પેહેરેલી ટોપ ઉપર વીજળીના

સપાટાની બેશુમાર નીસાનીઓ મોજુદ હતી, તે થાકના સબબથી તલવારનો ટેકો દઈ ધ્રુજતાં શરીરે બોલીઓ,—

"ઓ પરમકીરતીવંત, માનવંત સરદાર ! આ મારો ફીક્કો ચેહેરો ને મરતતોલ દેખાવ જોકે કહી આપેછ કે મારાં મોહોતનો દાહાડો નઝદીક આવીઓ છે; તોપણ, ખુદા કરત ને એ દાહાડો આગમૂજથી વહી ગયો હોત તો ઠીક. હાલ હું મારી ઘોરમાં હોત તો તમો નામવરની એક ભુલ, જે ભુલ તમો નામવર કરશો એવી મને જરાબી આશા ન હતી, અને જે થવાને લીધે યાતો હું બળી જળીને કવખતે મરણ પામીશ, યાતો મારી બાકીની જીંદગી મોહેતમમાં ગુજારીશ, તે ભુલ થયલી, હું જોવા પામત નહીં. (ગુઠાણમંડીએ બેસી, 'ડ્યુક' નો હાથ જોરથી ધરી.) તમો, મારા મહામાનવંત, નામીચા સરદાર, તમોએ તમારા સદગુણ તથા મોટાં પરાકરમોથી અમર કીરતી મેલવીછે—તમારો તારીફ દરેક મોઢે ગવાયછે—હજારોનાં આભારી અંતઃકરણ તમને દોઆ દીએછે.—પણ હવે—અફસોસ! અફસોસ! મને લાગેછ કે—જાણે તમો નામવર આટલો મોટો મરતબો પામવા પછે, પોતાનાં મોટાં નામથી કંટાળી જઈ, તેને જાંખવગરનું જાળવી રાખવાની ઝાઝી પરવા રાખતા નથી!"

અમીર ગુસ્સા તથા નાખુશી સાથે કુરસી ઉપરથી ઉઠી ઉભો થઇ જોર સમેત બોલીઓ, "સુલટ ! આ

શા ઢોંગ ! મારી મેહેરબાનીનો તું છેકજ ગેરઉપયોગ કરતો દેખું?"

આટલું બોલી, અમીર ગુસ્સાથી ચાલી જતો હતો તેટલામાં તેનો ઝબ્બો પકડી, તેને થોભાવી, 'શુલટ' બોલીઓ, "એમ કરવાની મતલબ એટલીજ, દયાવંત બાદશાહ, કે 'હેનરી રીચમંડ'ને આપેલો બાદશાહી વચન તથા અમીરી કોલ ભુલીજઇ, તમો નામવરે એવા રાંક શાહુજાદાને તેના નાતરસ દુશમનોને હવાલે કીધો; એટલા વાસતે કે તેઓ યાતો તેને બંદીખાને નાખે, યાતો રીબાવે, યાતો ઠાર મારે; અને એટલા વાસતે, તમો નામવરની સંધી વફાદાર રઇઅત, (જેમનામાંનો હું એક છું,) તેઓ જયારે તમ નામવરનાં બુલંદ નામને "દગાખોર" અને "વીશવાસઘાત કરનાર" એવાં વીશેશણોનો ડાઘ લાગતો જોય તયારે તેઓ દુઃખી થઇ માહતમ કરે તેમાં નવાઇ શી?"

અમીર જરા થંડો પડી બોલીઓ, "ભલા શુલટ, મને તું કયો વાંક લાગુ કરેછે ? હેનરી ટીઉડર તેની રાજીખુશીથી પેલા પરમધારમીક, ને માયાળુ, ખુબીવંત પાદરી સાથે ગયો."

સર જાન.—ગયો ખરો, ખુદાવંદ; તેના જુઠા, તરકટભરેલા વચનોને લીધે—અને જે વચનો—અગર તેમની જોડે તમારાં બુલંદ નામની જામીનગીરી ન હોત તો તે કબી માનત નહીં—તેમનાથી લોભાઇ તે ગયો ખરો: તે વચન બેશક તુટશે—ને જવામ 'રીચમંડ' નું ખુન રેડાશે !"

અમીર.—છટ! ભલા સર જાન; હું તને ખાતરીથી કહુંછ, કે એમ બનશે નહીં. શાહજાદાને ઇંગલાંડ તેડી મંગાવવામાં રાજા 'એડવરડ' ની મતલબ તેનું ખુન રેડવાની નહીં, પણ તેને પોતાનો દામાદ કરવાની—અને એ રીતે 'યારક' અને 'લાંકેસટર' ના લાંબી મુદતથી ચાલતા આવેલા જઘડાનું અંત લાવવાની છે.

સર જાન ગમગીનીથી માથું ધુણાવી બોલીઓ, "મારૂં માનજો, મહામલીક, કે શાહજાદો 'હેનરી' મોહોતના અંત ઉપર આવેલોછે—તમો નામવરની સલતનતમાંથી તેનો એક પગ બાહેર જવા દો—અને પછે નક્કીજ જાણો કે તે મારીઓ ગયો."

અમીર ઘણો ઘભરાઇ તથા કલવાઇ બોલીઓ, "તારા બોલો મારી આંખોમાં આંસુવતીક લાવેછે. ખુદા મારો શાએદ છે—શાહજાદાના એક બાલને હાંણી પોંહોચે તે કરતાં મારૂં માથું જલાદને હાથે ઉડી જાયતો પરવા નહીં. તોપણ, રાજા 'એડવરડ' ને મેં મારો સખુન આપીઓછે; શાહજાદાને હું તેના એલચીઓ હુસતક આપી ચુકોછું, અને જે પગલું એકવાર હું ભરી ચુકોછ, તે મારી સલતનત ઉપર લડાઇની આફત ખેંચી લેવા શીવાય, હું પાછું ખેંચી શકતો નથી. પણ આ લો—આપણો વડો ખજાનચી 'પીટર' આવેછે. એ તદબીર તથા તાલમેલમાં માહેત છે. એની સલાહથી હું ચાલીશ."

વડો ખજાનચી, આશરે ૫૦ વરશની ઉંમરનો છતાં, જવાનીનું નુર તથા મજબુતી ધરાવતો હતો. અમીરની સલતનતનો તમામ વહીવટ, જે એને હસતક હતો, તે એ મનમાનતી રીતે ચલાવતો; જે-થી એના અમલમાં મુલુક આબાદ ને રાજસત્તા મ-જબુત થયાં હતાં. એને અમીરના હુકમથી 'સર-જાને' પોતાની તમામ ધાસતી જાહેર કરવા પછે એ ગંભીરાઇથી બોલીઓ, "અમીર 'ફ્રાનસીસ' ની બો-જરગી ઉપર શક વતીક લાવવા દેવો જોઇએ નહીં. એટલા વાસતે શાહુજાદાને વાહાણે ચઢતાં અટકાવ-વો પડશે; સબબ જે તેની તરફની 'એડવરડ' રાજા-ની ધારણા ખોટી ને શકભરેલી માલમ પડેછે. એ-મ કરતાં, વળી, વીલાયતના રાજા યા તેના એલચીઓ જોડે કોઇ રીતની તુંદી કરી આપણી સલતનત સામે લડાઇ ઉડાવવાની ઉસકેરણી વતીક કરવી જોઇએ નહીં. મારા મુરબ્બી, એ કામની ગોઠવાણ મને સોંપશો?"

"મોટી ખુશીથી, ભલા પીટર," અમીર બોલી-ઓ, "અને મારૂં કચવાયલું મન શાંત કીધું તેના હજારો હજાર ઉપકાર સાથે."

"તયારે, આ બહાદુર 'નાઇટ,'" વડો ખજાનચી બોલીઓ, "બે કલાકમાં મારી જોડે 'સેંટ મેલોઝ' આવવા નીકળવું જોઇએ."

"મારાં થાકેલાં શરીરને વીસામો આપવા બે કલાક ઘણા થોડા છે; તોપણ જ્યાં શાહુજાદાની સલામતીનો

આધાર આપણી ઝડપ ઉપર છે, તાંહાં મારી આસાએશની શી પરવા?—હું ઠરાવેલે વખતે તમારી સાથે આવીશ, સાહેબ." સર જાન બોલીઓ.

એ રીતે ભલો 'સર જાન' શાહજાદાના છુટકારાની વેતરણમાં હતો તેટલાં પેલીમેર તે કમનસીબ શાહજાદાની દરેક પળે વધારે ખાતરી થતી કે તેને ગોયા ગોસપંદને જબેહ કરવા લઈ જાય તેરવેશ ઠાર મારવા થકી વીલાયત લઈ જવામાં આવતો હતો.—લુચ્ચા ધરમગુરૂ 'સ્ટીલીંગફ્લીટ' ની વરતણુક સર જાનનાં જવાપછે તો ઘણી વધારે બદલાઇ ગઇ. ધરમગુરૂની માયાળુ, નરમાશભરેલી વરતણુક ને ખુશ ચેહેરાને બદલે હવે તેનો ચેહેરો લુટારાઓની ટોલીના સરદારના ચેહેરા જેવો કરડો ને વગરદયાનો દીસવા લાગો. શાહજાદો પોતાની હાલત ઉપર અફસોસ કરવામાં એટલો મશગુલ હતો કે કેટલોક વખતસુધી પોતાની આસપાસ શું થતું હતું તેની તેણે બીલકુલ ખબર રાખી નહીં. પણ અંતે જ્યારે તે પાછો સાવચીત્ત થયો તયારે તેણે પોતાની પાછળ ચાલનારા સવારોમાંના બેને પોતાની બંને બાજુએ છેક અડોઅડ ચાલતા દીઠા—જેથી તેઓ ખરાજ તેના પેહેરાગીર જેવા લાગા. પેલા ત્રણ એલચીઓ ત્રણ સવારો સાથે તેની આગળ ચાલતા, અને તેની પાછળ સાત હથીઆરબંધ સવાર હાથમાં નાગી તલવાર પકડી ઘોડા ચલાવતા. આજુબાજુ જે તુફાન થતું હતું

તેની શાહજાદાએ પરવા કીધી નહીં; કાંકે તેની છાતીમાં એથી વધારે જોસભરીઉં ને દેહેસ્તકારક તુફાન મચતું હતું. વારેઘડીએ તે અંદરખાનેથી અમીર 'ફ્રાનસીસ' ને ઠપકો દેતો કે તે નામવરે તેને 'વાનસ' છોડી જવા દીધો તેમાં તેણે કંઇજ નહીં પણ દગો અને મુરખાઇ કીધી હતી; અને જેટલીવાર તે અમીરને ઠપકો દેતો તેટલીવાર પોતાની વગરઆધારની મોહોબત, જેને તે પોતાની સંકટનું મુખીય કારણ સમજતો હતો, તેને તે શરાપ દેતો. વળી, અગર કોઇવાર તુફાન નરમ પડવાની કંઇ નીસાની જણાતી, અને તે જોઇ તેના સાથીઓ ખુશી થતા કે હવે વાહાણે ચઢી શકાશે, તયારે તે અંદરખાનેથી દોઆ માગતો, કે તુફાન દશઘણા જોસથી ફુંકેતો સારૂં, કે જે સમુદ્ર, તેના ધારવા પરમાણે, તેને બંધ યાતો મોહોતના પંજામાં લઇ જણાર હતો, તેની સપાટી ઉપર કોઇબી વાહાણ ટકી શકે નહીં.

સવારે છ વાગતાને શુમારે, જ્યારે પેલી તરફ બહાદુર 'સર જોન' અમીરના મેહેલ પાસે આવી ઉભો તે વખતે બરાબર એઓ સમુદ્રકાંઠે આવી લાગા. તુફાનનું જોર હજુ નરમ પડયું ન હતું, ને પવન કીનારા ભણી જોરસમેત ફુંકતો હતો, તેથી સામી ઓરફુએ વાહાણ હંકારી શકાશે નહીં એવું જોઇ, ઇંગરેજી એલચીઓએ, અમીરના કીનારા જોડેના કીલ્લામાં, થોડો વખત આસાએશ લેવાનો ઠરા.

વ કીધો. અમીરે લખી આપેલું ફરમાન કીલ્લેદારને બતલાવી, તેઓ કીલ્લામાં પેઠા. શાહજાદાને એક મોટા કુસાદે ઓરડામાં દાખલ કરવામાં આવીઓ, જેને એક છેડે સઘડીમાં આતશ રોશન કરેલો હતો, અને બીજે છેડે સુવા માટે 'કોચ' તઇઆર હતો. પોતાની આગળ નાસતો મુકવામાં આવીઓ તેમાંથી બે નીવાલા લઇ, સઘડી પાસે થોડો વખત પોતાનું અંગ સેકી, શાહજાદો પોતાનાં થાકેલાં શરીરને વીસાંમો આપવા 'કોચ' ઉપર સુવાની તઇઆરીમાં હતો, તેટલાં 'સર રીચરડ બ્રેકલી', તે 'કીંગસ બેંચ કોરટ' નો એક નીયાયાધીશ, ને 'સર થામસ વાગન,' 'નાઇટ,' તે 'સ્ટીલીંગફલીટ' નો જોડેના એલચીઓ, ઓરડામાં પેઠા, અને સઘડી પાસે કુરસી ખેંચી, જાણે તયાંજ બેસી રેહેવા માગતા હોય તેમ નીરાંતે અઢેલાયા.

શાહજાદો બોલીઓ, 'ગરહસથો, આ બેઅદબીનું શું કારણ? હમણાંજ હું બે ઘડી ખોઆબ કરવાની તઇઆરીમાં હતો."

"અને હમો પણ તેમજ કરવા માગીએછ, સાહેબ;" બ્રેકલી બોલીઓ, "હમને પણ તમારા જેટલીજ વીસામાની જરૂર છે; કાંકે તુફાનનો સપાટો ખમવા ઉપરાંત હમને તો તમો નાહાસી નહીં જાઓ તેની સંભાળ લેવી પડી હતી. ખાતરી રાખજો, મેહેરબાન, કે પેલા 'બ્રેટન નાઇટ' સાથ તમોએ જે મસલ-

ત કીધી તે થોડી ઘણી હમને ખબર છે."

હેનરી બોલીઓ–"હું નાહાસી જાઉં! તયારે શું હું તમારો બંદીવાન છું? હમણાં સુધી હું એવું જાણતો ન હતો--અને બંધવા શીવાય નાહાસી તે કોણ જાય વારૂ? હું તો પોતાને મારા પીતરાઇ, વીલાયતના બાદશાહના એલચીઓની પનાહ હેઠળ સમજતો હતો; અને તેના બાદશાહી વચનને મારી સલામતી તથા છુટાપણાંની પુરતી જામીનગીરી ગણતો હતો."

'ક્રેકલી' ઘુવડની પેઠે માથું ધુંણાવી બોલીઓ, "સલામતતો ખરા; મગર તમો ધારોછ એટલા છુટા નહીં. વીલાયત જવા પછે રાજા કદાચ હમારા જેટલીજ તમારી સંભાળ લેશે—તોપણ હું ધારૂંછ જે તેણે હમારા કરતાં લાંબો વખત તમારી રખેવાળી કરવી પડશે નહી. (બાજુએ) 'સેંટ મેલોઝ'થી 'લન્ડન' જેટલું દુર છે તેટલી 'લન્ડન' ના કીલ્લાથી (એ કીલ્લાની) ગરદન મારવાની તેકડી દુર ન હશે."

વાગને લગાર હસી, ખમાં ચઢાવી, માથું ધુણાવીઉં, ને 'ક્રેકલી' ભાંડની પેઠે ખડખડ હસી પાછો કુરસી ઉપર અઢેલાયો.

શાહજાદો 'સર થામસ' પાસે દોડી જઇ બોલીઓ, "ખુદા ખાતર, બોલજો, સાહેબ, કે આ આદમીનાં ભેદભરેલાં બોલવા ઉપરથી હું શું સમજું? તમારા સુનેરી ઘોર ચઢાવેલા મમરેજ કહી આપેછ

જે તમો 'નાઇટ' ની અમરકીરતીવાળી પદવી ધરાવોછો, જે શુરા પ્રમાણીક લોકો વતગેગે કોઇને બખશવામાં આવતી નથી. સાચ્ચું કેહેજો, સાહેબ; હું છુટો છું કે બંધમાં?—મારા ઓરડામાં તમને આવી બેસવાની મતલબ શી?"

'સર થામસે' શાહુજાદાનાં મોઢાંગમી જોયું ખરૂં, પણ પોતે જેમ કુરસી ઉપર અઢેલાઈ બેઠો હતો તેમનો તેમજ બેસી રહ્યો. તેનો ચેહેરો છેક 'બ્રેકલી' ના ચેહેરા જેવો વગરલાગણીનો વીકરાળ જણાતો ન હતો, તથા તે ઉપર 'બ્રેકલી' ના ચેહેરા ઉપર હતો તેટલો રંડીબાજી તથા છાકટપણાંનો ઘેન ન હતો; તોપણ તે ઉપર ખંદાઇભરેલાં બેદરકારપણાંની એટલી બધી નીશાનીઓ હતી કે તેનાં મન ઉપર અસર કરવાની આશા શાહુજાદાને લાચારે છોડી દેવી પડી.

તે બોલીઓ, "ભાઇ, હું ઘરડાનું તારે ગમે તો કહ્યુ કરજે. આગળ ગમે તે થનાર હોય મગર હાલ બે ઘડી આરામ કરવામાં કંઇ જતું નથી. તુફાની પવન, જે ખલાશીઓના કેહેવા પરમાણે જલદીજ નરમ પડશે, તે નરમ પડતાંવાર આપણને વાહાણે ચઢવું જોઇશે. તેટલાં બે ઘડી ઓઆબ કરી લે. હું તારી પાસે છું તાંહાંવેર તો તને ધાસતી નથી."

આ બંને આદમીઓ, જેઓ હવે ખુલ્લે ખુલ્લા તેના પેહેરાગીર ઠરીઆ હતા, તેમનાં બોલવા ઉપરથી શાહાજાદાની સરવેથી નરસી ધાસતી કાયમ થ-

ઈ. તોપણ 'સર થામસ' ની સલાહ મુજબ આરામ કરવામાં તેણે કશી અડચાણ જોઇ નહીં. તે બીછાનાં ઉપર સુતો, અને થોડા વખતમાં ભર ઉંઘમાં ઉંઘાઇ ગયો.

એ રીતે નજદીક આઠેક કલાક તે સુઇ રહ્યો. જેટલા વખતમાં તેણે ઘણાં ડરામણાં સ્વપનાં જોયાં. એકવાર તેને લાગીઉં કે જાણે તે વાહાણનાં તુતક ઉપરથી દરીઆમાં ગબડી પડ્યો હતો તાંહાંથી જાણે રાજા 'એડવરડે' તેને કીનારે ખેંચી લીધો, અને "જુઓ! આ ફીતુરીનું માથું!" એમ બોલી, તેને એક ઢીમરાં ઉપર નાખી દઇ, તેની ગરદન તોડી નાખવા તલવાર ઉંચકી! પણ આટલામાં તેનું ચીત્ત બીજીગમ દોડ્યુ, જેથી એ ડરામણો ખયાલ હુચાં જ થોભીઓ. બીજીવાર તેને લાગીઉં કે જાણે તે 'ટેમ્સ'નદીને કાંઠે 'વેસટ મીનસટર' ના બાદશાહી મેહેલના બાગમાં ફરતો હતો—શાહુજાદી 'એલીઝબેથ' પણ તેની જોડે હતી. તેઓ એક બીજાનો હાથ પકડી પીઆર અને મોહોબતની વાતો કરતાં હુતાં. અને એ શાહુજાદીની ખુબસુરતી તથા સાલેસાઇ જોઇ તે છક્ક થઈ ગયો હુતો તેટલાં, તેણીએ એક ઝેરી કટાર કાઢી તેની છાતીમાં ભોકી દીધી! એકવારતો તેને લાગીઉં કે જાણે તે હાલ 'વાનસ' શેહેરમાં પોતાના મેહેલના બાગમાં હુતો તાંહાં 'યારક' બોરદુવાળા સીપાઇઓ પેહેરે તેવા સુફેદ પોશાકવાળા કેટલાક સીપાઇ તેની આસપાસ ફરી વળીઆ, અને તેઓએ તેનાં ખભાં એટલા જોરથી ધધનાવીઆં કે તે ઉંઘમાંથી ભડકી ઉઠ્યો.

એ રીતે તેની આંખ ઉઘડતાંજ સર રીચરડ ફ્રેક-લીને તેણે પોતાનાં બીછાનાં પાસે ઉભેલો જોયો—જે તેનાં ખભાં ધધણાવી તેને ઉઠારવા માગતો હતો. તે બોલીઓ, "ઉઠ! ઉઠ! સારો પવન ફુંકવા માંડ્યો છે. સર થામસ વાહાણ ઉપર બોટી થતો હશે—ને હમો પણ તારી રાહા જોઇએછ. ઉઠ તયારે! જલ-દી ઉઠ! નકામી ઢીલ કરતોના. થોડા વખતમાં આપ-ણે 'ઈંગલંડ' ને કીનારે ઉતરીશું".

શાહજાદો, ઘભરાટ સમેત ગુઠણે ટેકી, બંને હાથ જોડી, બોલીઓ, "અહો તમો આકાશી ફરેશતાઓ! તમો મને સાહચ થાઓ! ઓ તું સરવ શકતીમાન ઈશ-વર! જેને મરનાર બાદશાહ હેનરીને ભવીશવાણી કેહેવાનું સામરથ આપીઉં—અને જેણે હમણાંસુધી મારી અનેક સંકટો ટાળી મારો જીવ ઉગારીઓ, તે તું, "સારા પવન" ની આ પેહેલી આફત, જે મારી ખરાબી કરવા મને સામા કીનારા ઉપર ઘસડી જશે, તેમાંથી મને બચાવ!"

'ફ્રેકલી' ભાગેલાં પરઘામના અવાજ જેવા બોખ-રા અવાજે બોલી ઉઠ્યો, "અરે તું એ શું બડબડે છે? ભણવું હોય તો વાહાણમાં ભણજે, કે તારી દા-આથી પવન સારો ફુંકે તો જલદી વીલાયત પોહોંચીએં.

શાહજાદાએ ગમગીન ને નાઉમેદ ચેહેરા સાથે કપડાં પેહેરી લીધાં, અને 'ફ્રેકલી' વાદળ ગગડે એવા ધપ-કારા સમેત દાદર ઉપરથી ઉતરવા લાગો તેની પાછ-

જ ધીમે ધીમે નીચે ઉતરીઓ. થોડા વખતમાં કીલ્લાનો ચોક તથા દરવાજો ઓળાંગી મેદાન વચે થઇ તેઓ કીનારાની લગભગ આવી પોહોંચીઆ. તેટલાં 'સ્ટીલીંગફ્લીટ' ને તેઓએ કોઇ બે આદમીઓ જોડે ઘણી બેસબરીથી ને લગાર ગુસ્સે થઇ વાત કરતાં દીઠા. એ આદમીઓ તેમજ એમના ઘોડા કાદવથી તર થયલા અને લાંબી મંજલ કાપી થાકી ગયા હોય તેવા દીસતા હતા. વધારે પાસે જતાં શાહજાદાએ એમને ઓળખીઆ. એઓ અલબતાં 'પીટર' ખજાણચી તથા બહાદુર 'સર જાન' હતા; પણ એમની જોડે બે ખીદમતગાર વતરોગે કોઇ આવીઉં ન હતું.

એમને દુરથી આવતા જોઇ સાધુબાવા 'સ્ટીલીંગ ફ્લીટ' ઘણી કરડી નજરે એમની તરફ જોવા લાગા; પણ પછે, એઓ ચાર જણજ આવીઆ હતા એવું જોઇ, તેઓ પાછા ખુશ થયા. આ લોકો અમીરના હુકમથી શાહજાદાને પાછો તેડી જવા આવીઆ હશે એવું તો તુરતજ તેઓ ચેતી ગયા; પણ આ હુકમ કબી માનવો નહીં એવો તેઓએ ઠરાવ કીધો. પેલા બંને સવાર હજીતો પાસે આવી એકબી બોલ બોલે તેટલામાંજ તેઓ અધીરાઇથી પોકારી ઉઠયા, "ઇંગલંડ જવા વીના તો શાહજાદાનો છુટકોજ નથી, સાહેબો!"

ખજાણચી બોલીઓ, "અને હમો કાંહાં ના કહીએછ, સાહેબ? તેને 'ઇંગલંડ' લઇ જવાનીતો અમીરે તમને સત્તાજ આપીછેની? મગર તે નામવરે 'સર જાન

શુલટ' પાસે શાહજાદા ઉપર કોઇ છુપો પેગામ મોક-લીઓછ તે વાહાણે ચઢવા આગમજ મેહેરબાની કરી તેને સાંભળી લેવા દજો."

"કહી દો; કહી દો; તે પેગામ કહી દો." સાધુ બા બોલીઆ. "પવન ધીમે ફુંકેછ તેટલાં હમને વટી જવું જોઇએ. ચાલો, પેગામ છુપો છેતો શાહજાદાને એક બાજુ તેડી કહી દો!"

"હા. માનવંત ગુરૂજી.બે મીનીટમાં હું કહી દઉંછ. આ સામા મઠ સુધી ચાલી હમો પાછા ફરીશું તેટલાં સંધું કેહેવાઈ રેહેશે."

"ચાલો, એમ કરો;" સાધુબા બોલીઆ. "પણ મારા ચાર પેહેરાગીર તમારી પાછળ આવે તેનીતો પરવા નથીની? તેઓ, તમારી વાત તેમને સંભળાય નહીં તેટલા છેટે રેહેશે."

નાઇટે હા કેહેવા સર નમાવીઉં, શાહજાદાએ ધક-ધકતી છાતીએ તેનો હાથ બગલમાં લીધો, અને બંને આસતે આસતે મઠભણી ચાલીઆ. શાહજાદાની ચીંતા હજી દુર થઇ ન હતી. તેને આશા હતી કે અગર 'સર જાન' વખતસર પાછો ફરવા પામશેતો ઇંગરેજો-ને કામ પડવે મારી હટારવા જેટલાં આદમી લીધા વીના આવશે નહીં; પણ તેતો ફક્ત બેજ આદમી લઇ આવીઓ હતો તયારે એઓ સંધા મળી પાંચ જાણનું પંદર ઇંગરેજો સામે શું વળશે એવી તે ફીકર કરવા લાગો. પણ 'શુલટે' તેને બેફીકર રેહેવાનો

ઇશારો કીધો, અને એ રીતે તેઓ મઠના દરવાજા સુધી જઇ પોહોંચીઆ.

આટલામાં ખજાણચીએ વાત લંબાવવા માંડી—તેમાં સાધુબાવાની અસીલાઇ, ડહાપણ તથા પરમ ધારમીકપણાંની તારીફ કરી—'નાઇટ' ની બહાદુરી તથા જવાંમરદી વખાણી, તથા નયાયાધીશ સાહેબ અદલઇનસાફી, ચતુર, ને કાયદાનાં બોહોળાં જ્ઞાનવાળા હતા એવું કહી, વાતચીતમાં પાંચ ચાર મોનીટ કાઢી નાખી. આખરે સાધુબાવાએ મઠ ભણી જોયુંતો મઠ બાહેર ફક્ત ચાર પેહેરાગીરજ નજર પડયા. તેઓ ધભરાટ સમેત પોકારી ઉઠયા, "અરલ કાંહાં છે—અરલ કાંહાં ગયો"? હજુરીઆઓ બોલીઆ, "ખુદાવંદ, એઓ મઠમાં ગયાછ, ને આપણા સીપાઇઓ બાહેર એમની રાહા જુએછ."

સાધુબા હાથપર હાથ ઘસી ખીજવાઈ જઇ પોકારીઆ, 'ઓ તમો આંધળા બુબખોનું નખોત વળજો! તેઓતો મઠમાં પનાહ પકડી બેઠા!"

"પનાહ પકડી બેઠા!" વાગન બોલીઓ, "તયારે તો જેટલી જલદી તેઓએ પનાહ પકડી તેટલી જલદીથી આપણ તેમની પનાહ મુકાવીશું!" આટલું બોલી, સમશેર ખેંચી, તે મઠ ભણી જવા નીકળીઓ; મગર સાધુબાએ તેને જવા દીધો નહીં.

"અવાક્ષ પશેમાન! અવાક્ષ પશેમાન!" હાથની ટચકારી વગાડી સાધુબા બોલીઆ, 'ધરમનાં પવીત્ર

મકાનોમાં પનાહ પકડી બેઠેલાંને જતાં મુકવાનો પુરાતન કાનુન તોડાય નહીં—એકબારગી ખુનીબી તાંહાં ભરાઈ બેઠો હોયતો શો મુજકો છે? પણ તમો મારા ખજાણચી સાહેબ, તમો તથા તમારો અમીર આ ઠગાઇ માટે વીલાયતના બાદશાહને શો જવાબ દેશો? કીનો લઇશું—હમો કીનો લઇશું—કસમ છે ખુદાના, તમારો મુલક ઉજડ કરીશું?"

ખજાણચી સાહેબ ઘણા ચીરડાઈ, તાજુબ થઇ ગયા હોય તેમ, તલવાર ઉપર હાથ નાખી, ભવાં ચઢાવી, જોરસમેત પોકારીઆ, "તમો ધરમગુરૂ છો તેથી બનચી જાઓછ, સાહેબ! નહીંતો, મકદુર કોણની કે મારો યા મારા મુરબ્બીની એકીનદારી સામે સખુન કાઢે? પછે બીજા એલચીઓ તરફ ગંભીરાઇથી જોઈ બોલીઓ, 'શાબાશ છે આ માનવંત 'નાઇટ' અને આ સુધા નયાયાધીશને; એઓ તમારી પેઠ લોકોને ગલે પડતા નથી; અને એક પળવાર ધીરા પડી અંદેશો કરશોતો તમારીબો ખાતરી થસે, ગુરૂજી સાહેબ, કે જે કંઇ બનીઉંછ તેમાં મારો જરા વાંક નથી. 'સર જાન' શાહજાદાનો જાનો દોસત છે, તેનાં મનમાં કંઇ એવો બેહુદો વેહેમ છે કે શાહજાદાને વીલાયત મોકલવામાં સારૂં થશે નહી—અને એટલા માટે એ તેને મઠમાં ખેંચી ગયો તેમાં મારો આટલો વાંક નથી!"

આઇનદે નયાયાધીશ સાહેબે ચુકાદો કીધો. "ખજાણચી સાહેબ સાચ્ચું બોલેછે. નથી એમાં એમનો કે

નથી એમના મુરબ્બીનો વાંક· વાંકસંધો ‘શુલટ’ ના નજર આવેછ.”

“ વાંક ગમે તેનો હોય; મગર આ કામ પાછળ ખરચેલા હજારો રૂપીઆનું નખોત વળીઉંની !” સાધુબા હાથપર હાથ ઘસી બોલીઆ.

“એમ ના સમજતા,કે નખોત વળીઉં, સાહેબ.તમારૂં ધારમીકૃપણું તથા ઉદારતા જોઇ હમારી રૈયત છક્ક થઇ ગઇછ, તેથી તમારો પાછળ તમારી વાખવાખીતો પમરતી રેહેશોજ; પણ ખુદા કરશે તો એથીબો કંઇ સારી વાત બનશે. યાદ રાખજો, સાહેબ, કે વીલાયતના વડા ગુરૂ વતરોગે બીજી જગા તમને છાજતી નથી તે મેલવવાનુ’ તમો કોઇવાર મનપર લેશો, ને તેમાં મદદની જરૂર પડશે, તો હમારી આખી સલતનત તમારી ચાકરીમાં હાજર છે.”

ગુરૂજી લગાર થંડા પડી બોલ્લીઆ, ‘તમારાં બો-લવા ઉપર હવે મને ઇતબાર આવેછ, સાહેબ ; મગર હમારા રાજાની ખાતરી થવી જોઇએ કે શાહજાદાની હીલચાલ ઉપર તમો લોકો અગાઉના જેવીજ નજર રાખતા રેહેશો· તયારે મને વચન આપો, સાહેબ, કે તમારો અમીર તેની પુરતી સંભાળ લેશે·’

“ એવી કબુલાત આપવાની મને અમીરની સત્તા છે, સાહેબ,” ખજાણચી છાતી ઠોકી બોલીઓ, ‘ તે નામ-વરની વતી હું વચન દઉંછ કે શાહજાદાની હમો પુરતી સંભાળ લેશું·”

'ઠીક તયારેતો,' સાધુઆ ખજાણચી જોડે 'શેક-હેન્ડ' કરી બોલીઓ, 'આપણ સંપજ સાથે છુટા પડયેં. પવનનો ઝપાટો નરમ છે તેટલાં હમો નીકળી જઇએં.'

'સલામ! સલામ! માનવંત ગુરૂજી. ખજાણચી જમીન સુધી નમી બોલીઓ, 'સલામ તમને, તથા તમો નામવર 'નાઇટ'—તથા મેહેરબાન ન્યાયાધી-શને! ખુદા તમોને સલામત રાખો! શાહજાદા પા-છળ હમો પુરતી દેખરેખ રાખીશું—તે વીશે તમોએ બેફીકર રેહેવું.'

એટલો વચન લઇ ઇંગરેજી એલચીઓ વાહાણે ચઢીઆ, અને પવન સારો હોવાથી સેહેજ વારમાં ભર દરીએ પોહોંતા.

હવે, 'વાનસ' શેહેરમાં, અમીરની પનાહ હેઠળ, શાહજાદો પાછો સુખ તથા છુટાપણું ભોગવવા લા-ગો; મગર મોહોબતમાં પાર પડવાની તથા બાદ-શાહી મેલવવાની તેની આશા તો હજી ડામાડોલજ હતી. રાજા એડવરડે અમીર ઉપર કાગળ લખી તેના ખેશી શાહજાદાએ વીલાયત આવવાની આના-કાની કીધી તે માટે પોતાની દલગીરી જણાવી, પોતાની મતલબ તેને બીલકુલ ઇજા આપવાની ન હતી એમ જણાવીઉં. શાહજાદીએ 'રીચમંડ' ઉપર કાગજ લખી, તે તેણીને આવી મળીઓ નહીં તેને માટે દલગીરી જાણાવી; પણ રાબેતા મુજબ, મીઠા બોલોમાં પોતાની

મોહોબતની ખાતરી આપી. એ રીતે થોડા મહીના વહી ગયા.

અમીરની તબીઅત હવે સારી રેહેતી નહીં, ને જઇફીના સબબથી રાજકાજની માથાદુખણ તેને ભાવતી નહીં, તેથી સલતનતનો તમામ કારોબાર વડો ખજાણચી ચલાવતો. પણ, એ અમલદાર હાલ વીલાયતના રાજા જોડે છુપા સંદેસા ચલાવતો હતો તે શાના હશે? શાહજાદાનાં છુટાપણાં ઉપર તરાપ મારવાની આ કંઇ નવી મસલત તો નહીં હોય? આ વળી શાહજાદાનાં મનમાં નવી ધાસતી ઉભી થઇ. સર જાને વતીક તેની ખાતરી કીધી કે વડો ખજાણચી જોકે ઘણો ચંચલ ને માયાળુ હતો તોપણ પઇસાનો લોભી હતો. તે બોલીઓ, "સંકટ યા મુસીબતથી એ ડરતો નથી; તેમની સામે એ હીંમતથી ટક્શે, પણ 'એડવરડ' રાજાની સોના–મોહોર આગળ એનાથી ટકાવાનું નથી." પણ 'એડવરડ' રાજા તો આટલામાં મરણ પામયો. અને તેનો બાળક બેટો ગાદીએ આવયો. 'રીચમંડ' ની પડીભાગેલી આશા હવે લગાર પાછી સજીવણ થઇ; સબબ કે વીલાયતનાં લોકોને એ રાજાનો અમલ ભાવતો ન હતો. વળી, એ બાળક રાજાનો કાકો, 'ગલાસટર' નો અમીર, જે તેની વતી રાજકારોબાર ચલાવતો, અને જેના ઉપર રાજા છઠા 'હેનરી' તથા તેના બેટાને, તેમજ એના પોતાના ભાઇ 'કલારનસ' ના અમીરને ઠાર મારવાનો શક હતો. તેનાઉપર પણ રૈયત નારાજી

હતી. હવે શું બનયું તે તવારીખના અભયાશીઓ જાણેછે. બાળક રાજા તથા તેનો ભાઈ, 'યારક'ના અમીર, એકાએક 'લન્ડન ટાવર' માં મરણ પામેલા સંભળાયા. એમને મારી નખાવનાનો દોશ પણ એમના કાકા, 'ગલાસટર' ના અમીર ઉપરજ મુકાયછે. 'ગલાસ-ટર'નો અમીર હવે 'રીચરડ' ત્રીજા નો એલકાબ લઈ ગાદીએ બેઠો.

એ ખુની રાજાએ, ઉપર મુજબ, પોતાને નડતી સંધી નડ દુર કરવા પછે, બાકી રહેલી ફક્ત એકજ નડ—આપણો જવાન શાહજાદો—તેનો નાશ કરવા પાછળ, તખતે આવવા પછે, ચીત્ત લગાડ્યું. એણે વળી શાહજા-દાને સહુથી નાજુક વાતમાં દુઃખ આપયું. એની જોડે પરણવા થકી શાહજાદી 'એળીઝબેથ'ને સમજાવવા, એણે તેણીની મા, આગળા રાજાની વીધવા રાણીને વચે નાખી, અને ભાઈની બેટી જોડે પરણાય નહીં એટલા માટે 'રોમ' શેહેરથી 'પોપ'ની રજા લાવવા જાસુસ દોડાવયા. તોપણ, શાહજાદીનાં કાગજ શાહ-જાદા ઉપર આવતાં તેમનામાં તે પોતાની પુર મોહોબ-તની ખાતરી આપતી; ને 'રીચરડ' જોડે પરણવા વીશે જો પુછોતો તે કેહેતી કે "મારા ભાઈઓનું ખુનરેડ-નાર જોડે પરણવા કરતાં મોહોત મને વધારે પસં-દ છે."

આથી શાહજાદાને મોહોબતની બાબદમાં લગાર નીરાંત વળતી; મગર તેનાં છુટાપણાંનીતો હજી તેને

ધાસતીજ હતી. વડા ખજાણચીની હીલચાલ ઉપર તેણે ઘણી બારીક નજર રાખવી પડતી—તેજ ખજાણચી કે જેને એકવાર તે પોતાનો વફાદાર દોસ્ત સમજતો હતો. તે બોલતો, "એજ-એજ—'હેનરી' બાદશાહે વરતેલો બેવફા દોસ્ત! ઓ ખુદા! એનાથી તું મને બચાવજે!" આ વખતે 'રીચરડ' રાજા જોડે વડા ખજાણચીને દરરોજ સંધેસા ચાલતા, ને વીલાયત દરબારેથી 'બ્રીટની' દરબારે રોજીંદાં કાગળ આવતાં. વળી આટલામાં વીલાયત દરબારેથી 'બ્રીટની' ખાતે જાસુસો આવયા, જેઓ કોઈ ઘણાં બારીક ને છુપાં કામસર આવયા હોય એવું દીસતું હતું. ખજાણચી સાહેબ વળી હાલ મોટા ભપકાથી રેહેતા, ને જેવો ઠાઠમાઠ નીભાવવા 'બ્રીટની' જેવી ગરીબડી સલતનતના ખજાણચીને પઈસા મળી શકે નહીં તેવો ઠાઠમાઠ રાખતા. તયારે, આ 'રીચરડ' બાદશાહ સોડેથી મળતી લાંચ નહીં તો બીજું શું?

એવા એવા નાખુશ ખયાલમાં બચારો શાહજાદો ગીરફતાર રેહેતો તેટલાં એક દાહાડે 'સર જાન' કોઇ અનજાણ્યા ધરમગુરૂ જોડે તેના ખાનગી ઓરડામાં દોડી આવયો. તે ભલો 'નાઇટ' પોતાની સાથે આવેલા ગુરૂનો હાથ શાહજાદાના હાથમાં આપી બોલયો, 'આ ગ્રહસ્થ, નામવર 'અરલ,' 'સર ક્રીસટોફર અરસવીક', તે તમારા વફાદાર આશનાવ 'મારટન' તે 'એલી' ના 'બીશપ' તરફથી તમોપર કંઇ છુપો સંધેસો લાવયાછે".

શાહુજાદો 'સર અરસવીક' ને 'શેકહેન્ડ' કરી બોલયો, "ભલે પધારયા, તમો, માનવંત ગુરૂજી. 'મારટન' તથા બીજાઓને મોઢેથી હુમોએ તમારી ઘણી તારીફ સાંભળીછે. બોલો, સાહેબ; મારા 'લારડ બીશપ' નું હાલ કેવું ચાલેછે?"

"ઠીક ચાલેછે, મહામલીક". 'અરસવીક' બોલયો, "દેશનીકાલ, મુફલીશી, ને તમો માનવંત રાજા ઉપર ગુજરતી બેઇનસાફીના બળાપા ઉપરાંત જેટલું ઠીક ચલાય તેટલું ચાલેછ, સાહેબ. 'ફ્લાનડરસ' માં, ના કોઇ આશનાવ કે ના કંઇ જોગવાઇ સાથે, તેઓ મુફલીશ પણ સંતોશી હાલતમાં, એક ગરીબડાં ઝુપડાંમાં વસેછ, સાહેબ; જયાં તેમના દુશમનો તેમને સતાવી શકતા નથી. તોપણ, જે ઘડીએ તેઓ પોતાનાં વતનથી બાતલ થયા તે ઘડીને આશીરવાદ દેવાનો હાલ તેમને સબબ મળયોછે, મહામલીક; કાંકે નહીં તો, તમો નામવરનાં સુખ તથા છુટાપણાં ઉપર તરાપ મારવા હાલ જે કમકમાટભરેલો કસદ કરવામાં આવયોછ તેની ખબર તેમને મળત નહીં."

"બોલો, સાહેબ; બોલો. કેવો કસદ? તેમની વખત સરની ચેતવણીથી ઘણીવાર મારો જીવ બનચીઓછે."

'અરસવીક' બોલયો, "આજ રાતેજ, ખુદાવંદ, અમીરનો બેવફા ખજાણચી તમને 'રીચરડ' બાદશાહનાં આદમીઓ હુસતક આપી દેનારછે. 'સીમાર'

•હજુરના વતરોગે મેહેલનાં તમામ આદમીઓને હાથમાં લીધાંછે. બરાબર મધરાતે ફીતુરીઓ તમારા ઓરડામાં પેસશે, ને તમારા હાથ બાંધી, મોઢે ડાચો દઇ, તમને 'સેંટ મેલોઝ' થઈ વીલાયત લઇ જશે."

શાહજાદો ઘણો તાજુબ થઇ બોલયો, 'શું એ માનવા જેવી વાત છે! એજ ખજાણચીએ આગળ એકવાર .મારો જીવ ઉગારયો હતો. તયારે, જે જીવ તેણે ઉગારયો તે ઉપરજ હાલમાં તે કસદ કરે એમ કેમ બને?"

'અરસવીક' બોલીઓ, '"એવું સમજતા ના, એવું માનતા ના, મેહેરબાન; તે વખતે તેને પ. ાની લાલુચ ન હતી; પણ હાલતો તમારો નાશ કરવા થકી તેનાં ગજવાં ભરવામાં આવયાંછ. ખાતરી રાખજો, નામવર, તે એટલો લોભી છે કે વીલાયતથી વાહાણમાં ભરાઇ તેને માટે જે ખજાણો આવયોછ તેમાના દસમા હીસ્સાને સારૂ તે પોતાને સેતાનને વેચી આવે."

"પણ, તયારે, તમો શું કરવા માગોછ, મારા દોસ્ત?" શાહજાદો બોલયો.

"કે તમો શેહેર છોડી નાહાસો—વગર ઢીલે વટી જાઓ."

"કાંહાં નાહાસું? કાંહાં વટી જઉં? આ સલતનત બાહેર મારો દોસ્ત, આશનાવ કે મુરબ્બી એકે નથી."

"તમો 'ફ્રાનસ' નાહાસો, નામવર;" 'અરસ-

વીક' બોલચો, "મારતે ઘોડે જશોતો બાર કલાકમાં જઈ પુગશો. તાંહાં 'લૉરડ એલી' ને તમારો નામવર કાકો 'પેમબરોક' તમને મળશે, જેઓ આ કસદની વાત સાંભળતાંજ, 'ફ્રાનસ' માં આવી રેહેવા થકી તમારે માટે રાજાની રજા મેલવવા, 'લૉયર' નદી કાંઠે, 'લાનજસ' માં, 'ચારલસ' બાદશાહની દરબારે દોડી ગયા, અને મને મારતે ઘોડે, તમને ચેતાવવા હાં મોકલચો. 'ચારલસ' બાદશાહની રજા તેઓ સેહેજમાં મેલવશે એમાંતો કસો શક નથી; અને તે મળતાંજ તમને સરહદ પાસે આવી મળશે. તયારે તમો વખત ખોશો ના, મેહેરબાન; અને નક્કી જાણજો કે એક વાર 'ફ્રેંચ' સલતનત ઉપર તમોએ પગ મુકયો, કે પછે ખજાણચી ગમે વીસ હજાર સવાર લઇ તમારી પુઠે આવે; પણ તેની મકદુર નથી કે પોતાના મુલુકની બાહેર ડગલું ભરે."

"હાલ આઠનો અમલ થયોછે," શાહુજાદો બોલચો, "ને તમો કેહોછ કે બાર કલાકમાં આપણ આ સલતનત ઓળાંગી જશું. તોપણ, 'મારે ઘણી સાવચીત્તી રાખવી જોઇયે; સબબ જે મારી હીલચાલ ઉપર નજર રાખનાર ચાડચા ચુગલયા હાં થોડા નથી, તેમને આપણી વાત જાહેર પડવી ન જોઈયે. મારો દોસ્ત 'સર યુસટસ,' 'લવેલીયે' નાં ગામડાંમાં માંદો પડેલોછે તેને જાણે હું જોવા જાઉંછ. 'સીમાર,' જેના ઉપર તમો કેહોછો કે મારે ભરોસો રાખવો, તે હજુ-

રચા તરીકે મારી સાથે આવશે, ને શેહેરથી થોડે કટકે જવા પછે હમો કપડાં અદલબદલ કરીશું, કે આપણ વકી રાખીએછ તે આગમજ કોઈ પુઠે આવે. તો, મારી જગાએ 'સીમાર' ને ઠોકી બેસડાય. ખજાણચીનાં પુછડાં ઘણું કરી મને તો ઓળખશેજ નહીં: 'સીમાર' ને માથે કલગીર ને કંમરે જરી કંમરબંધ જોઇ તેઓ તેને પોતાનો ખોવાઇ ગયલો શાહુજાદો સમજશે—ને શાહુજાદાની સંભાળ લેવામાં એટલા રોકાઇ જશે કે હું ગરીબ હજુરચાની કોઇને યાદ પડવાની નથી."

"એ ઠીક ગોઠવણ છે, નામવર," 'શુલટ' બોલયો, "અને હું ધારૂંછ આ છેલ્લી તાલ પણ આપણને કામે લગાડવી પડશે. મારાં સાંભળવામાં આવયુંછ જે, તમો નાહાસી નથી ગયા એવી ખાતરી કરવા, ખજાણચી સવાર પડતાં તમારી પાસે આવવા ધારેછ તેનાં ધયાનમાં તમો 'લવેલીએ" ગયા એ વાત ઉતરી નહીંતો તે તમારી પાછળ સવાર દોડાવવા વીના રેહેશે નહી. તથાપી, હીંમત પકડો, નામવર. "સારા પવન" ની આફત જેમ વહી ગઇ તેમ "બેદીલ દોસ્ત" ની એ આફતબી વહી જશે."

'ફ્રાનસ' ને 'બ્રીટની' વચેની સીમા બતલાવનારૂં, ટેકરી ઉપરનું, ગંજાવર 'ઓક' નું ઝાડ વટાવી જેવા તમો આગળ વધશો, તેવા દુશમનના દોરમાંથી છુટશો; પછે તેઓ ગમે એટલા પાસે કાં નહીં

હોય; ખજાણચીની તાકાત નથી કે 'ફ્રેંચ' સરજમીન ઉપર કોઇને આંગલી લગાડે." 'અરસવીક' બોલચો.

"તે ગંજાવર 'ઓક' હું ઓળખુંછું," 'રીચમંડ' બોલચો, "આહા! એક વખત એવો ખી હતો કે જયારે હાલ તેની પેલીમેર જવા હું જેટલો ખાએશમંદછું, તેટલીજ તેની આનીમેર રેહેવાની હું સંભાળ રાખતો હતો. મારૂં તકદીર કંઇ અજાયબ ને હુબકભરયું સરજાયલુંછે; મગર તેનો મુજાકો નથી. ખુદા ઉપર મારૂં એકીન ઓસતવારછે; તે કરીમો રહીમ કોઇ નહીં ને કોઇ દાહાડેબી મારા દોસ્તો તથા મુસીબતમાં ભાગ લેનાર મારા મદદગારોનાં હેસાનનો બદલો વાળવાનું મને સામરથ આપશે."

શાહજાદાએ 'નાઇટ' તથા ગુરૂ જોડે બગલગીરી કીધી, અને આંખમાં આંસુ લઇ તેઓ છુટા પડચા. થોડા વખતમાં શાહજાદો તથા હજુરચો કપડાં પેહેરી તઈઆર થયા. 'લવેલીએ' ખાતે દોસ્તને મળવા જવાની તાલ ઠીક બંધ બેઠી, ને કોઇએ કંઇ પુછ પરછ કીધી નહીં; જેથી શેહેરના દરવાજા વટાવી તેઓ જલદીજ આગળ વધ્યા.

મારગમાં શાહજાદાએ હજુરચાને પુછયું, "અગર કામ પડે તો 'અરલ' ની નકલ તું આબેહુબ કરી શકશેની, દોસ્ત?"

"તે વીશે તમો નચીંત રેહેજો, મહામલીક," હજુરચો બોલચો, "હું ગવૈયા પેઠે ગાઇ જાણુંછ, પેહેલ-

વાનની પેઠે છાતો કાઢી જાણુંછ, મોટાંના જેવા લટકો કરી જાણુંછ, અને ફક્ત રીચમંડશાહની અસીલાઈભરેલી છટા વતરોગે તમામ વાતની નકલ કરી જાણુંછ."

શાહજાદો હસી બોલયો, "એતો તું મને ચઢાવવાની વાત બોલેછ, 'સીમાર'; મગર 'હેનરી ટયુડર' ની નકલ તારે કરવીજ પડશે; પછે તેનામાં "અસીલાઈ ભરેલી છટા" હોય યા નહીં."

"મારાથી બનશે તેટલું કરીશ, સાહેબ," હજુરયો બોલીઓ, "આજસુધી તમો એવા એકાંત વસેલાછો કે હું ધારતો નથી કે ખજાણચીના સવાર તમને ઓળખતા હોય; પણ વખતે કમનસીબ જોગે તેઓ આપણ બંનેને પકડી જશે, ને તેમ થયું તો કદાચ આપણી ગોઠવણ ભાગી પડશે."

"તોપણ, હું એ સાંભળયુંછે," શાહજાદો બોલીઓ, "કે ખજાણચી તથા તેનાં પુછડાં તને 'ફરાનસ' હાંકી કાઢવા ધારેછ; અને તેથી, મારા આંગમાં હજુરયાનાં કપડાં જોઇ તેઓ છેતરાયા, તો પછે તને પોતાની જોડે લઇ જવાની તેઓ કાછ બોહોસ કરશે નહીં."

"ઠીક, ઠીક," હજુરયો બોલીઓ, "તયારે આપણી ગોઠવણ બરાબર બંધ બેસશે, અને તેમ થતાં અગર મારો જીવ જાયતો તેની પરવા નથી."

"તારૂં કંઇ જશે નહીં, દોસ્ત," શાહજાદો બોલીઓ, "ઘણું થશેતો થોડો વખત આસાન કેદ રેહેવું પડશે.

હું 'ફ્રાનસ' પુગતાંવાર તને છોડવીશ, પછે તારા છુ ટકારા માટે બાદશાહી દોલત માગવામાં આવેતો શો મુજાકોછે. પણ, આ જગા, પોશાક બદલવા થકી પુરતી એકાંતછે; ચાલો તયારે, આપણ પોશાક બદલી લઇએં. એજ ઉપાય ઉપર આપણો સંધો આધાર છે".

તેઓ પોશાક બદલી પાછા ઘોડે ચઢયા, ને ફરી મારતે ઘોડે નીકળી ચાલયા. એ રીતે નઝદીક પાંચ કલાક સુધી તેઓએ મંજલ કાપી તેટલાં તેમની પુઠે કોઇ આવતું દેખાયું નહીં; પણ આટલા વખતમાં તેઓ તેમજ તેમના ઘોડા થાકી સુસ્ત થયા હતા તેથી હાલ તેઓ એક ઝાડીવાળાં જંગલમાં આવી લાગા હતા! તેની અધવચમાં, ઝાડોના છાયડો શોધી, ઘોડા ઉપરથી તેઓ નીચે ઉતરયા, અને પોતાની જોડે 'વાનસ'થી ઉતાવળમાં જેવું મળી આવીઉ તેવું ખાણું બાંધી લાવયા હતા તે ખાવા બેઠા. હાલ તેમની અરધી મંજલ પુરી થઇ હતી, અને હમણાં સુધીતો, તે ફતેહમંદી સાથે તમામ થશે એવો વકી હતી. તોપણ, વખત ઘણો કીંમતી હતો; જેથી ઝડપમાં બે નીવાલા ખાઇ લઇ તેઓ પાછા ઘોડે બેઠા, ને જંગલ વચેથી આગળ નીકળી ચાલયા. પણ આટલી ઝડપમાં લાંબી મંજલ કાપેલી તેથી, તેમના ઘોડા જલદી દોડી શકતા ન હતા એ વાતથી દલગીર થઇ, શાહજાદો આંખમાં આંસુ લાવી બોલીઓ, "અફસોસ! અફસોસ! 'સીમાર,' જેમ દીવશ જતો જાયછ

તેમ મારી ઉમેદ ઢળતી જાયછ; જો મારો તેજ ઘોડો કેટલો થાકી ગયોછ; અને સાંભળ! સાંભળ! જો, તને કાંઇ અવાજ સંભળાતો નથી?"

"મનેતો, આપણા ઘોડાનાં પગલાં, ને નદીના મોજાના પોકાર વતરોગે, કંઇ સંભળાતું નથી, ખુદાવંદ."

"નહીં નહીં; અફસોસ! અફસોસ! એવા અવાજ સાંભળવાની મારા કાનને લધણ પડી ગઇછ. એ આપણી પુઠે આવતા સવારોના ઘોડાનાં પગલાં છે એમ હું નક્કી જાણુંછ. ઓ ચાલો, જલદી દોડાવો; નહીંતો જીવ જશે!"

ઘોડાને કાંટા મારી ઝડપથી વટી જવાની તેઓએ કોશીશ કીધી. શાહજાદાને એકલાનેજ પેહેલાં જે અવાજ સંભળાયો હતો તે 'સીમાર' ને પણ હવે બરાબર સંભળાવા લાગો. અને પાછું ફરી જોતાં, રસતા વચેની વળાણ તરફ, પોતાથી સો એકવારને છેટે તેઓએ છ હથચારબંધ સવાર દીઠા, જેમના ડગલા ઉપરથી માલમ પડતું કે તેઓ વડા ખજાણચીના સવાર હતા.

"આજ, આજ, આજ તે!" પુઠે આવેલા સવાર માહેલો એક પોકારી ઉઠયો, તેના ડગલા ઉપર ચીતારેલા અજદાં તથા તેના જરી કંમરબંધ ને ટોપ ઉપરની કલગીરપરથી હું તેને ઓળખુંછ. થોભજો, ઓ તમો, શાહના હુકમથી હું કહુંછ!" તે ભાલો તાકી બોલયો, "અગર નહીંતો ઓએ મારયા જશો."

'સીમાર' ગરદન ઉડાવી, શાહજાદા પેઠે છાતી કાઢી બોલચો, "ઓ તમો બેઅદબ લોકો, મારા દરજ્જા તથા મારી આબરૂના એક શાહજાદાસે એવી તુંદી કરવાની કોણે તમને સલાહ આપી? તમારો શાહ, મારો સરવેમાં વફાદાર આસનાવ, તેણેતો આપી ન હોય?"

સવારોનો સરદાર 'સીમાર' ગમી ફરી બોલચો, "તું 'હેનરી,' તે 'રીચમંડ' ના 'અરલ' ને, શાહ 'ફ્રાનસીસ,' જેણે ઘણું સુધી તારૂં રક્ષણ કીધું, તેની સામે ફીતુર ઉડાવનાર ફીતુરી તરીકે હું કેદ કરૂં છ. તે નામવરે કરેલા ગુણ તથા મેહેરબાની વીસરી જઇ તેના કટ્ટા વેરી 'ફ્રાનસ' ના રાજાની સલતનતમાં તું નાહાસતો હતો, કે તાંહાં જઇ બંને રાજ વચેની તુરતની થયળી સુલેહ તોડાવી નવાં તડાં પરાવે."

"તમારો શાહ એમ કેહેતો નથી; કે નથી એવું બોલવાની તેણે તમને સત્તા આપી."

"મને મારા 'લૉરડ પીટર,' વડા ખજાનચીની સત્તા છે."

"વડો ખજાનચી, નીચ, ફીતુરી, તાબેદાર છે."

"છટ! છટ! મારા ઠીંગુજી," સવાર બોલચો, "હમો હ્યાં તકરાર લંબાવવા આવયા નથી." એમ બોલી, તેણે તથા બીજા એક સવારે મળી 'સીમાર' ના હાથ મજબુત સીકરી બાંધયા; અને પછે શાહજાદો, જે આ તમાશો ગુપચુપ જોતો ઉભો હતો, તેની તરફ ફરચો.

'સીમાર' બોલચો, "હું આશા રાખુંછ, ભાઇઓ, કે અગર તમો મને 'વાનસ' ખાતે પાછો લઇ જશો, તો મારા હજુરચાને સાથે આવવા દેશો. મારી જોડે એક હજુરચો આવેલો જોઈ ખજાણચી સાહેબ ઘભરાશેતો નહીં?"

સવાર જાણે આ વાતની હા પાડતો હોય તેમ લગાર થોડો વખત તેનો ચેહેરો શાંત રહ્યો. જેથી 'સીમાર' ઘભરાચો કે રખેને હા પાડશેતો પંચાતી થશે.

અંતે સવાર બોલચો, "મારા 'લૉરડ રીચમંડ,' હું તમને જરૂર કરતાં વધારે નાખુશ કરવા માગતો નથી; મગર, હજુરીઆ ભાઈ, જરા તમારૂં નામતો કેહેશો?".

શાહાજાદો બોલીઓ, "નામ સાહેબ, મારૂં, સીમાર".

"સીમાર, સીમાર," સવાર બોલચો, "હા, હવે મને યાદ પડી. તમનેતો 'ફરાનસ' હાંકી કાઢવાછે. હું તમને, અમીરની સાંમે ફીતુર લડાવવા, ફરી 'બ્રીટની' લઇ જતો નથી. તમો 'ફરાનસ'ની મંજલ અરધી કાપી ચુકાછો, તચારેતો તે પુરીજ કરો, અને તમને શાહે 'બ્રીટની' થી દેશનીકાલ કીધાછે; માટે જેમ જલદી વટી જશો તેમ સારૂં."

શાહજાદો બુલંદ અવાજે બોલચો, "વારૂ, નામવર; અગર મારા સરદારથી તમો મને છુટોજ પાડોછો, તો મરજી તમારી; મગર ખુદા કરશેતો ચંદરોજમાં હમો એકઠા મળશું."

"સલામ, સલામ! તયારે, મારા લાયકીવાળા નોક-

ર." સીમાર બોલયો. પણ આટલામાં સવારને વળી કંઇ યાદ આવયું. તે બોલીઓ, "થોભો, થોભો, એટલા વેહેલા વટી જશો ના. આ હજુરયો તેજ઼ ઘોડા ઉપર બેઠલોછે તે તેના સાજપરથી અમીરનાં ગોવાલાંમાનો હોય એવો દીસેછ; મગર એ લગાર તાજુબી-ની વાત છે કે હજુરયો વધારે સારા ઘોડા ઉપર બેઠોછે."

આ કઢંગો શક પડવાથી શાહજાદાનો ભરમ ફુટી જવાની ગોયા ટોંચ ઉપર આવેલો હતો. તથાપી, 'સીમાર' ચીત્ત ઠેકાણે રાખી, જાણે કંઇજ થયું ન હોય તેમ, ઝટ બોલયો—"તમો ખરૂં કહોછ, સાહેબ, ઘોડો ઘણો જાતવન છે; પણ તે જાતવન છે તેથીજ હું તે ઉપરથી ઉતરી પડયો; સબબ જે મારા જીવને સારૂં નહીં તેથી તેના ધસારા આગળ મારાથી બેઠક ઉપર ટકાયું નહીં."

"તે ગમે તે હોવો," સવાર બોલયો, "મગર, હું ધારૂંછ, એક હદપાર કરેલો ફીતુરી પગે ચાલીજ 'ફ્રાનસ' જશે, તો વધારે સારૂં. ઉતરેલ, સાહેબ, તયારે; નીચે આવો, હજુરયા ભાઇ! રસતામાં તમને તમારે લાયક કોઇ ઘોડું ગધેડું જડશે."

હવે શાહજાદા પાસે બીજો ઈલાજ શો! તે લાચાર થઇ ઘોડા ઉપરથી નીચે ઉતરયો. સવારો તેની ઠઠા કરતા 'સીમાર' ને લઇ 'બ્રીટની' ભણી ચાલયા, અને તે બચારો જેમ તેમ 'ફ્રાનસ' ભણી ચાલવા

લાગો. આ વખતે તેને તરેહવાર રીતની ગમગીની ઉપજી, ને ઘણીવાર તેણે પોતાના જીવની આશા છોડી. હવે 'ફરાનસ' પુગવા ચાલીસ માઇલનો રસતો વચ્ચે હતો તે પગે ચાલી શી રવેશ વટાવવો ? માથે તડકું ટીટચાસ પડતું, જેના તાપથી ગોયા માથું ફાટી જતું. મગર જીવનું જોખમ ટાળવાનો આ ફક્ત એકજ ઇ-લાજ હતો. વળી, એવી પણ વકી હતી, કે વખતે 'સીમાર' ને લઈ સવારો વખતસર 'બ્રીટની' જઇ પુગશે, અને તેમ થયું તો, તેને ઓળખી, ખજાણચી, શાહજાદા પાછળ પાછા સવાર દોડાવી, 'ફરાનસ' પુગવા પેહેલાં તેને પકડી લેશે. આવા ધાસતીભરેલા ખયાલમાં, તોપણ હીંમત રાખી, શાહજાદાએ આગ-ળ વધવા માંડયું. વખત જતાં તડકું ઓછું થતું ગયું, અને સાંજ પડતાં તડકાંની જગાએ થંડી લેહેકી વાગ-વા લાગી, આસમાનની સુર્ફી બદલાઇ તે ઉપર કાળાં વાદળાં દીસવા લાગાં. રફતે રફતે એ વાદળાં વધારે કાળાં થતાં ગયાં, અને અંતે અંધારી ભંમર રાત પડી. મોડી રાતે વળી અંધારૂં નાબુદ થઇ સુર્ફેદ ચંદની પડવા માંડી. પળે પળ 'રીચમંડ' ની આશા વધારે કાયમ થતી કે આ બીજી વારની આ-ફત તેણે સલામત વટાવી હતી. ચન્દ્રમા હવે પુર જોરમાં પ્રકાશતો હતો, અને શાહજાદો વગર હદની આતુરતાથી 'ફરાનસ' અને 'બ્રીટની' ની હદ બત-લાવનારૂં 'ઓક' ઝાડ શોધતો હતો. હજી તેનું મન

શાંત ને માથું ઠેકાણે હતું. 'નાઇટઇંગેલ' પક્ષી તેની સામેની ઝાડીમાં મધુર ગાયણ કરતું હતું, નદીને કાંઠે કાંઠેથી તે ચાલતો હતો તેના મોજા ઉછાળા મારતા હતા, અને શાંત, થંડો ફુંકતો પવન, ઝાડોનાં પાતરાં ફફડાવતો ફુંકતો હતો તેની દરેક લેહેકી, શાહુજાદાનાં મનમાં સુખ તથા છુટાપણાંના નવા ખયાલ લાવતી. આટલામાં, તેનાં મનમાં એકાએક પાછી દેહેશત પેડી. તેની ધાસતીનું મંડાણ કરનાર, સવારોના ઘોડાનાં પગલાં, જેમનો અવાજ ઓળખી કાઢવાની તેને ટેવ પડી ગઇ હતી, તે તેને પાછાં સંભળાવા લાગાં. તે બોલયો, 'આટલું કરતાંબી, ઓ તું બેદીલ દોસ્ત—'પીટર'ખજાણચીનું બેદીલ મન ફાવશે. મગર હું એક બીજી કોશેશ કરીશ—જીવ ને છુટાપણાંનું જોખમ ટાળવા થકી, ફરી એક કોશેશ કરીશ."

આમ બોલી, છાતી મક્કમ રાખી, પેલોજ ટેકરી કે જેને મથાળે 'ફરાનસ' ને 'બ્રીટની' વચેની સીમા બતલાવનારૂંજ નહીં, મગર તેનાં મોહોત તથા હયાતી વચેનો અંતર બતલાવનારૂં, ગંજાવર ઓકનું ઝાડ હતું, તે ઉપર તે ઝડપ સમેત ચઢવા લાગો. પુઠે લાગેલા સવારો નઝદીક આવતા ગયા. એક સવાર, જે તેના અવાજ પરથી વડો ખજાણચી દીસતો હતો, તે મોટું ઘાંટું કાઢી બીજાઓને કેહેતો સંભળાયો, કે શીકાર નઝદીકમાં હતો. એ સાંભળી, સવારોએ વધારે જોરથી ઘોડા દોડાવયા. આટલામાંજ શાહુજાદાએ

ગંજાવર ઓકની બુલંદ ડાળીઓ તેનાં માથાં ઉપર ગુમતી જોઇ. શીકારીના ફાંદામાંથી છુટી, જીવનું જોખમ ટાળવા થકી નાહાસતું હરણ દોડે, એટલી ઝડપથી તે તેની ભણી નાહાઠો—એક ઘોડાનો આગલો પગ તો છેક તેની એડીસે ઘસાયો; મગર, જેવો સવારે શીકાર પકડી લેવા હાથ લંબાવયો, તેવોજ તે હાંફતો-કાંપતો, થાકેલો, સુસ્ત, નાતવાન, ને છેક મુએલા જેવો, 'ફરાનસ' ની જમીન ઉપર તુટી પડયો.

"પાછળ હટો, પાછળ હટો, ખજાણચી સાહેબ;" (પેમબરોક, જે એલીના બીશપ ને પાંચચાર ખીદમતગાર સાથે સરહદ પાસે આવી શાહજાદાની રાહ જોતો ઉભો હતો, તે બોલયો,) ખબરદાર! અગર ફ્રેંચ સલતનત ઉપર જરા કોઇને આંગલી લગાડશો તો ફીના તથા લડાઇનું એવું ભયંકાર ભડકું તમો સળગાવશો કે તે બોલ બોલતાંમાં તમારાં શોહેરના દરવાજા સુધી ચાલી આવશે. શાહજાદો 'હેનરી' હવે ફ્રેંચ બાદશાહનો પરોણો લેખાઇ ચુકોછ; જુઓ, મારા હાથમાં, આજે નામવરનું ફરમાન, જેમાં શાહજાદાને પોતાના દેશના કોઇબી ભાગમાં આવી રેહેવાની છુટ આપવા ઉપરાંત,તેણે, શોહેરે શોહેર ને મુલુકે મુલુકના તમામ હોદ્દેદારોને તેને તેના દરજજા લાયક માન આપવા ફરમાવયુંછ."

ખજાણચી ઘણો ખીજવાઇ નાસીપાસ થઇ બોલયો, "ઓ તમો તયાં આવયાછો શું? વારૂ, તયા-

રેતા, સાહેબ મેહેરબાન! હમારી સલતનતમાંથી વાંક કરી નાહઠેલાનેબી હ્યાંથી પકડી જવાનો અમને અખતયાર નથી. મગર તમ્મો લોકો યાદ રાખજો કે હાલ જેમ તમ્મો છટકી ગયાછ તેમ આજા દાહાડા ચાલશે નહીં, ને વીલાયતી ભુંડની ડાહાર† આ તમારા હારમાર થતા ટાંગણ્યાનું પેટ મોડે નહીંતો વેહેલે ફાડશેજ!"

આંમ બોલી, સવારોને પોતાની પાછળ આવવાની એસારત કરી, તે 'બ્રીટની' ભણી વળયો, ને થોડાજ વખત આગમજ જે ટેકરી ચઢી શાહજાદાની પુઠે આવીઓ હતો તે પાછી ઉતરી ચાલતો થયો. શાહજાદો હજી બેભાણજ પડેલો હતો તેને 'એલી' ને 'પેમબરોકે' મળી સંભાળથી ઉંચકી ઘોડા ઉપર મેલયો, ને ધીમે ધીમે ઘોડો ચલાવી, તેના ઉતારા માટે ઠરાવેલી જગાપર તેઓ તેને લઈ ગયા. એ રીતે રીચમંડની બીજી આફત વહી ગઇ.

હવે, એ શાહજાદાની બાકીની, ત્રીજી ને છેલ્લી આફતની હકીકત તો હમો ટુંકમાંજ કહીશું; સબબ જે એતો તવારીખને લગતી બાબદો છે; જેથી ઘણાખરા વાંચણારાઓ વાકેફ હશે. ફરેંચ બાદશાહે એનો સારો આવકાર કીધો, ને 'રીચરડ' રાજા જોડે પોતાને અંદરખાનેથી સારૂં નહીં તેથી તેની સામે લડાઇ ઉઠાવવા

† 'રીચરડ' બાદશાહની નીશાન ઉપર મોટી ડાહારવાળો સફેદ ભુંડ ચીતારેલો હતો તેને આ ઇશારો કરેલો સમજવો.

થકી એ શાહજાદાએ ફોજ ભેગી કરવા માંડી તેમાં તેણે એણે છુપી મદદ આપી. વળી આટલામાં એવું બનયું કે 'ઑક્સફરડ' નો મોટો અમીર, જેને 'રીચરડે' કેદ રાખેલો હતો, તે કેદખાનાંમાંથી નાહાસી એને આવી મળયો; ને એ અમીરે ઇંગરેજી રઈઅતની બેદીલી તથા રાજા તરફની સરવે કોઇની નાપસંદગીનો જે હેવાલ કહ્યો તે ઉપરથી એને વધારે ઉસકેરણી મળી. એ વળી એક બીજી ઘણી દીલખુશ ખબર લાવયો, કે શાહજાદી 'એલીઝબેથ' તેને હજી હંમેશ જેટલોજ ચાહાતી હતી, ને 'રીચરડ' જોડે પરણવાની માગણી હજી તે ધીક્કારથી રદ કરતી હતી.

આઇનદે, બે હજાર આદમીનું જુજ લશકર લઇ, 'નૉરમંડી' ને મારગેથી 'હારફ્લીઉ' બંદરે થઇ, એ શાહજાદો વાહાણે ચઢયો, ને છ દાહાડા તથા છ રાત સુધી વાહાણ હંકારી સાતમે દીવશે 'વેલસ' મધે 'મીલફરડ હેવન' નાં બારાંમાં લંગર કરી વગર હરકતે કીનારે ઉતરયો. એ રીતે 'વેલસ' ને મારગે પસાર થવામાં એની મતલબ એટલીજ હતી કે, 'વેલશ' લોકો જેઓ એને પોતાના સ્વદેશી દાખલ ગણી ચાહતા હતા તેઓ એની જોડે સામેલ થાય. નસીબ સંજોગે આ તરક પુરતી રીતે પાર પડી. દરરોજ સેંકડો આદમી એની ફોજમાં ઉમેરાતાં ગયાં, અને વળી એવીબી વકી દીસવા લાગી કે 'લૉરડ સ્ટાનલી' જે બંને બોરદુનાં લશકરની વચેવચમાં છાવણી મારી પડેલો હતો તે ઘણું

કરી રાજાની સત્તાનો ઇનકાર કરી એમની ઓરદુએ આવશે. એવી રીતના સમાગમ હેઠળ 'લીસટર' શેહેર પાસે, 'ઓસવરથ' નાં મેદાનમાં 'રીચમંડ' છાવણી મારી પડ્યો હતો; અને પોહોર ફાટતાંજ દુશમન ધસી આવશે એવી તેનાં લશકરમાં સરવેને વકી હતી.

અંતે, પોહોર ફાટો, ને અંધારી ભંમર રાત, ધીમે, આસતે, નાબુદ થઇ. 'લાંકસટરીઅનો' ને ખબર મળી કે તેમની ફોજ કરતાં બમણી ફોજ લઇ 'રીચરડ' બાદશાહ તેમની સામે આવતો હતો—કે 'લૉરડ સ્ટાનલી' ને 'સર વીલયમ સ્ટાનલી' જેમની સરદારી હેઠળ આઠ હજાર આદમીનું લશકર હતું તેઓ જલદીજ 'રીચરડ' ની ફોજમાં મળી જનાર હતા—કે લારડ સ્ટાનલીની વફાદારીની જામીનગીરીમાં રાજાએ એ ઉમરાવના બેટા 'લૉરડ 'સ્ટ્રેંજ' ને નજર કેદ રાખયો હતો, ને 'સ્ટાનલી' ને ધમકી દીધી હતી કે તેની ઓરદુએથી બેદીલીની લગાર જરાખી નીસાની જણાતાં વાર તેના બેટાનું માથું છંટાઈ જશે. એ સંધી નાખુશ અફવાઓની પરવા ન કરતાં, પોતાની મકસદની સચ્ચાઈ, સરદારોની બાહોશી, સીપાઇઓની હીંમત, ને 'રીચરડ' જોડે મળી જવાની વતી સ્ટાનલીએ એની ફોજ સાથે મળી જવાની વકી ઉપર ઉમેદ બાંધી, અણે પોતાનાં લશકરની તમામ તુકડીઓ એક જગયાએ એકઠી કીધી, અને તેમની વચે ચોમેર ફરી, સીપાઇઓને હીંમત તથા દીલાસો આપવા પછે, એક

ઉંચી ટેકરી, જેની ટોંચ ઉપરથી એની આખી ફોજ નજર આવતી હતી, તે ઉપર ઉભો રહી, એ નીચે મુજબ પોકારી બોલયો:—

"નેક મકસદ તથા સાચ્ચી મનસાનીથી લડતાં આદ
"મીઓને અગર ખુદાએ કધી ફતેહ બખશી હોય, અથ-
"વા દેશની દાજને ખાતર કંમર બાંધો જુદ્દ ઉઠાવનારા
"ઓને કધી મદદ આપી હોય, અથવા રાંક લોકો ને લા-
"ચાર આદમીઓની સંકટ ટાળવા થકી જીવનું જોખ-
"મ કરનારાઓ તરફ, કધી તેને મેહેરબાની ભરી નજરે
"જોયું હોય, તો નક્કી માનજો, તમો, મારા દોસ્તો તથા
"મદદગારો, કે, આજને દીવશે તે બાદશાહોનો બાદશાહ
"આપણને પુરી, પક્કી ફતેહ બખશી, દુશમનની ગરૂરી
"તોડશે. મારીતો ખાતરીજછે, કે તે પરમદયાળુ કીરતા-
"ર, એવા નાતરસ, પાપી, જુલુમગાર લોકો, જેઓ તેને
"તથા તેની જાનાંને ઓળખતા નથી, તેમને ફતેહ બખ-
"શવા કરતાં આપણનેજ ફતેહ આપશે—એટલુંજ નહીં,
"મગર એક બારગી આપણી વતી લડશે. આપણી મકસ-
"દ એટલીતો સાફ, ને, કાયદાસરછે, કે તેની તપાસ ગમે
"ખુદાના યા ગમે આદમીના કાનુનથી કરીએં; મગર તેમાં
"સચ્ચાઇ તથા સદગુણ વતરોગે બીજું કાંઇ નજર પડ-
"વાનું નથી. અને વળી, મારા દોસ્તો તથા મદદગારો,
"ઇનશાનીઅતનો જે દુશમન—પોતાના બેશીઓનું ખુન
"રેડનાર-ઉમરાઓની ઘોરનો ખોદનાર-રઇઅતની પીડા,
"ને દેશ તથા સલતનતનો વેરી—એવો જે શખ્સ—
"તેનો જુલમી દોર તથા દસ્ત તોડવા કરતાં વધારે નેક
"તે બીજું કયું કામ હોય?"

"વળી, વીચારજો, તમો, નામવરો, કે તેના દોસ્તો
"તથા મદદગારો કોણ આદમીઓ છે?—તેઓજ નહીં ની,
"કે જેઓ ખુનામરકી તથા ફીતુર ઉઠાવી આપણી મીરાશ
"લુટી બેઠાછ?—તેઓજ નહીં કે જેઓ મને મારો સલ-
"તનતથી બાતલ કરી મારૂં તાજ છીનવી બેઠાછ? વળી,
"તેમની વચે પોતાને "રાજા" નાં નામથી ઓળખાવનાર
"કોણ?—તેજ આદમીની કે જે સચ્ચાઈ તથા રાસ્તીથી
"ઉલટો જઈ,જોર જુલુમથી મારાં તખ્ત ઉપર ચઢી બે-
"ઠોછ ? તેજ આદમીની કે જેના દોસ્તો તથા પુછડાંઓ
"આપણી જમીન તથા જાગીરો ઉપર આવી વસી આ-
"પણી શીકારગાહો ને બાગ બગીચા ઉજડ કરેછ ? સતની
"ફતેહ સતથીજ થાયછે, ને ખુદા હંમેશ સચ્ચાઈનેજ
"ફતેહ બખશેછે; માટે, તમો,મારા તમામ દીલાવરો,એક-
"દીલીથી એકઠા મળો, ને સંધા પક્કું ઠરાવો, કે આજને
"દીવશે મારવું કે મરવું. ફતેહનો આધાર લશકરની સંખ્યા
"કરતાં મનનાં મુસતકીમપણાં તથા હઇડાંની મજબુતી ઉ-
"પર વધારે હોયછે,ને શીપાઇઓની સંખીઆ જેમ થો-
"ડી તેમ તેમની ફતેહ થયલી વધારે ગવાયછે;તયારે એક
"બારગી આપણ હારસું તોપણ દુશમનની નામદારી તેથી
"વધશે નહીં—સબબ કે તેઓ આપણાં કરતાં ત્રણઘણા
"વધારેછે. અને આટલી એક વાતનીતો મારે તમારી
"ખાતરી કરવી જોઈયે, કે આજની લડાઇ હારી જીવતો
"રેહેવા કરતાં,મોહોતનું કફન ઓઢી, આ થંડી જમીન
"ઉપર સુવું, હું વધારે પસંદ કરૂંછ. તયારે, આટલું જાણી
"આગળ વધો, તમો દલેરો.—અસીલો તમો,દગાબાજો
"સામે–રાંક આદમીઓ ખુનીઓ સામે-માલ ને મીરાસના
"હક્કદાર માલેકો, ફીતુરીઓ સામે!ફેકો ખુદાની એજગબી

"લાકડીઓ તે જુલુમગારો તરફ–સાચ્ચી હીંમતથી મારો
"ઝુંડો ઉડારો—બહાદુર લડાયકો પૈડે મેદાન પડો—ને
"ખરા ફતેહમંદો મીસાલ ફતેહ મેળવો. લડાઇનો આ
"હીંગામ છે, ને ફતેહ ઘણી છેટે નથી; માટે હીંમત ભી-
"ડી મેળવો તમો, ફતેહ; સબબ જે અગર જંગનાં
"આ મેદાનમાંથી આપણને નાહાસવું પડશે, તો આપણો
"જાન તેમજ માલ બરબાદ થશે. લડાઇનો આ દીવ-
"સ છે ને ફતેહનો પણ આજ વખત છે. ફતેહ આજ
"મેળવશો, તો ફતેહમંદમાં લેખાશો, ને હારશો, તો તાબે-
"દાર થશો; તયારે, ખુદાનું અને "સેંટ જૉરજ" નુ ના
"મ લઇ, દરેક દીલાવર પોતાના ઝુંડાને છાજતી મ-
"રદાનગી બતલાવો!"

લશકરના સીપાઈઓ, જેઓ હમણાં સુધી મુગા ઉભા રહી શાહજાદાનું બોલવું શાંત પણે સાંભળતા હતા, તેઓએ આ બોલો પુરા થતાંજ ખુશાલી તથા હુરરેના પોકારોથી આખું મેદાન ગજાવી નાખયું, સેંકડો સમશેર મેયાનમાંથી ખેંચાઇ, ને હજારો ભાલાની નોક હવામાં ઉંચકાઇ. આટલામાંજ, સામી ટેકરીની કોરે કોરેથી રાજા 'રીચરડ' નો ફોજનો આગલો ભાગ દરીઆવના મોજા મીસાલ રેલાઇ આવતો નજર પડયો; અને તેનો ઝુંડો, જે ઉપર મસ મોહોટી ડાહારવાળો સફેદ ભુંડ પાડેલો હતો, તે દુરથી હવામાં ઉંચે ઉડતો દીસવા લાગો. એ ભયંકાર નીસાની તરફ જોતાંજ, શાહજાદાનાં મનમાં દેહેસ્ત પેઠી. તે બોલીઓ, "આહા! એતો હેનરી બાદશાહે

વરતેલી, મારી ત્રીજી ને છેલ્લી આફ્રત દેખું ! એમાં- થી હું છુટો, તો ખચીતજ માથે તાજ પેહેરીશ. વારૂ તયારે, ઓ પરમસામરથવાન પ્રમેશવર, તારી મદદ મને હોજો ! અને, ચાલજો, હવે, તમો, મારા દલેરો; ખુદાનું નામ લઇ દુશમન ઉપર જીપલાવજો !"

હવે બંને બોરદુ લડાઇ માટે તઇઆર હતી. બંને બાજુનાં લશકરની વચોવચમાં મોટી જંગલી ઝાડી- ઓની એક હાર ઉગેલી હતી તે ઓળાંગી, એ ઝાડી- ઓ સામે રીચમંડે પોતાનાં લશકરને એવી રીતે ઉભું કીધું કે તેમની પીઠ સુરજ ગમી આવી. સામી બો- રદુવાળાઓને એવો કંઇ ઓથો નહીં તેથી તેમનાં મોઢાંસામે સુરજ ચમકી તેમની આંખને જેટલી ઇ જા કરવા લાગો, તેટલુંજ, દરેક ચીજ દેખાઇ શકે એવું સાફ, સફાઈ ભરેલું અજવાળું લાંકેસટરીઅનોને મળયું. આટલામાં 'રીચરડ' રાજાએ હલ્લો કરવા ફ- રમાવીઉં. રણશીંગડાંના અવાજ અને સીપાઇઓ- ના પોકર વચે રાજાના તીરંદાજોએ રીચમંડનાં લ- શકર ઉપર તીરોનો વરસાદ વરસાવંવા માંડયો. શાહ- જાદાનાં લશકરમાંથી પણ એમના ઉપર એવોજ વર- સાદ વરસાવવામાં આવીઓ; અને તેના શીપાઇઓ વળી બરાબર ખુલ્લું જોઇ શકતા હતા તેથી તેઓ બ- રાબર નેમ તાકી શકયા. એથી કરી, સામી બોરદુ- વાળાઓના તીરથી એમને જે ઇજા થઈ તેના કરતાં એમના તીરથી તેમને વધારે થઈ. હવે પછી થનાર

ભારી ખુનામરકીનું એ રીતે મંડાંણ કરવા પછે, બંને બાજુના સીપાઇઓ એક બીજા ઉપર તુટી પડયા, ને તેચ વખતે, બંને, વખતે વખત, આતુરતાથી, ઉત્તર દીશા, જે ગમથી 'રટાનલી' નું લશકર ધીમે, આસતે, અને કઈ બોરદુએ મળી જવું તે જાણે હજી ઠરાવયું ન હોય તેમ ચાલી આવતું હતું, તેની ભાણી જોવા લાગા. આટલામાં, 'ઑાકસફરડ' નો અમીર શાહજાદાની ફોજની આગલી સફનો સરદાર હતો તેણે રાજા 'રીચરડ' ની ફોજના વચલા ભાગનું જબરૂં જોર જોઈ વીચારયું કે વખતે દુશમન તેઓ સંધાને ઘેરી લેશે. એવું વીચારી, તેણે લશકરને ફરમાવીઉં જે વાવટો છોડી કોઇબી સીપાઇએ દસ કદમથી દુર જવું નહીં; જે હુકમ એકવાર જાહેર થતાંજ સંધા સીપાઇઓ એકમેકની અળોઅળ આવી ઉભા; અને એ રીતે તેઓ અર્ણીદાર હથચારોની મસ મોટી દીવાલના આકારમાં થઇ, થોડો વખત હલ્લો કરતા અચકી, દુશમનના ધસારાની વાત જોતા ઉભા.

સામે વાળાઓંનો આ હીકમત જોઇ, દુશમનનું લશકર ઓચંબો પામી, તીરો ફેંકતું અચકી, જરા પાછળ હટી ઉભું. આટલામાં, 'ઑાકસફરડ,' એક ચોકસ બોરદુ તરફ્જ પોતાનું તમામ કુઅત વાપરી, સીપાઇઓને હીંમત આપતો તથા ઉસકેરતો, દુશમનનાં લશકરની વચે ધસી આવીઓ, અને તેમની સફો તોડી નાખી, તેમને કેટલાક કદમ પાછળ હટા-

ડ્યા. આજ વખતે "ફતેહ ! ફતેહ ! 'લાંકસટરીઅનો' ની ફતેહ !" એવા પોકારોથી લડાઇનું મેદાન શોહોરભરેલું થઇ ગયું, અને 'લૉરડ સ્ટાનલી' મેદાન વચે ધસી આવી પોતાની ફોજ સુધાં 'લાંકસટરીઅનો' નાં લશકરમાં મળી ગયો. "કાપો ! મારો ! 'જારજ સ્ટ્રેંજ' નું માથું છાંટી નાખો !" એવા બોલો રાજાના મોટા ડરામણા અવાજમાં બોલાયા, જેમનાં જોરથી તમામ મેદાન થરથરી રહ્યું. 'સ્ટ્રેંજ' ના કમનસીબ બાપે આ હુકમ સાંભળયો; મગર તેતો જે કરનાર હતો તે એકવાર કરી ચુકો હતો; તેથી રાજાના આ હુકમથી ડરવાને બદલે એથીતો તેની તથા તેના સીપાઇઓની નસોમાં લડવાનું કુઅત વધયું, ને જુલમી 'રીચરડ' રાજાનો દોર તથા દસ્ત તોડવાનો જે ખયાલ તેમનાં મનમાં રમતો હતો તે વધારે પક્કા ઠરાવથી પાર પાડવા તેમનાં દીલ ઉસકેરાયાં.

'રીચરડ' રાજા મોટો જોદ્ધો હતો તેણે આ વખતે જબરૂં શુરાતણ દેખડાવયું. એના જોરાવર હાથના ભારી જરબે, જેબી એની સામે થતા તે સંધા પાયામાલ થતા, જેબી દુશમન ઉપર એ ધસી જતો તે બોલ બોલતાંમાં એના ઘોડાના પગ હેઠળ અટવાઇ મરતો, જેબી માથાં ઉપર એની તલવાર ઉતરતી તે લોહીથી ગદગદતું જમીન ઉપર પટકાઇ ખાકમાં લોટતું. જેબી શીકાર તરફ એ નેમ તાકતો તેનું મોહોત તતકાળ આવતું. એ રવેશનું રાજાનુ જબરૂં જોર

જોઇ બંને બાજુની ફાજે તરાહે તરાહે કીધી. વળી જેવું જબરૂં તેણે કુઅત બતલાવીઉં તેવીજ ઝડપ વાપરી, લડાઇનાં મેદાનના જુદા જુદા ને છેરે છેરેના ઘણા ભાગોપર તે એકજ વખતે નજર પડતો, ને જાંહાં તે જતો તાંહાં મોહોત ને ખુન ઉભાઇ જતાં; જેથી તેના ઘાભરા થઇ ગયલા દુશમનોને મનસે તે કોઇ એજગબી બલા આકાશમાંથી તેમની વચે ઉતરી આવી હોય તેવો લાગતો. જયાંબી જરા સીપાઇઓ અચકતા કે હુથીઆરો ધોબતાં, જયાંબી ધસી આવતા દુશમનોને અટકાવવાનું અથવા પાછળ હટતા દુશમનોને હફાવવાનું કામ પડતું, જયાંબી નાસીપાસ થયલા સીપાઇઓને ઉસકેરવાનું, અથવા જીવનાં જોખમની પરવા ન કરવે પોતાની ફાજની હદ્દ બાહેર દોડી જતા સીપાઇઓને થોબાવવાનું કામ પડતું, તયાં, તે, લોહીથી ભરાઇગયલી પોતાની લડાઇની કોદારી સર ઉપર ધુમાવતો, પોતાનાં સુનેરી તાજ ને પોલાદી બખતર સાથે, કબી મારતો, કબી બચાવતો, કબી થોબાવતો, કબી ઉસકેરતો, પોતે જાણે લડાઇનાં મેદાન ઉપર સરદારી ભોગવનાર કોઇ દૈતય હોય તે મીસાલ એકુજ વખતે સંઘે ઠેકાણે, ને એકજ હુમલામાં સંધુ કરતો જણાતો. તેનાં બખતર ઉપરનાં રાજચીનહો ઓળખી, સંધા તેનીજ ભણી તીર તથા છુટ ભાલડી તાકતા; મગર તેની કાયા તો ગોયા અમરજ હતી, દુશમનોએ ફેંકેલાં હથીઆર તેની ડાબી તથા જમ-

ણી ઓરદુએ ને કોઇવાર છેક તેનાં અંગને અથડી ઉડી જતાં પણ તેમનાંથી તેને ઈજા થતી નહીં. જેબી કોઈની તલવારનો ઝટકો તેની ટોપ ઉપર પડતો તેના હાથમાંથી તલવાર હવામાં ઉડી જતી, જેબી ભાલો તેને ભોકાવા આવતો તેનો જરબ પોતાની ઢાલ ઉપર ઝીલી તે ભાલાના તે તુકડે તુકડા કરતો. જમણા હાથના એકજ ફટકાથી તેણે 'નૉરફક' ના અમીરને ખાકમાં રગદોળયો, ને ડાબે હાથે 'સર થૉમસ લાવર' ને ચીરી નાખીઓ. એ રીતે, જે જખમોથી રાજાને બીલકુલ હાંણી પોહોંચતી નહીં તેમનાથી તેનો સવારીના એકેક પછે ત્રણ ઘોડા રેહેસાઇ ગયા, તોપણ તેટલીજ વખત જેબી ઘોડો હજુરચાઓ લાવી પાસે મુકતા. તે ઉપર, અથવા સવાર વીનાના જે સેંકડો ઘોડા ખાલી પીઠે મેદાન વચે દોડતા તેમનામાંથી જે હાથમાં આવે તે ઉપર, તે ઝટપટ ચઢી બેસતો.

એ રીતે લડાઈ લાંબી ને જબરદસ્ત ટકી રહી. 'સ્ટાનલી' સામી ઓરદુમાં મળી ગયો તેથી ઘટી પડેલું કુઅત રાજાનાં જબરાં શુરાતણથી પાછું વળયું.

"ભુંડના દાંત પોતાની વચે મને ચીપલાવી બેઠા છે," રીચમંડે વીચારયું, "તેથી, ઓ તું દયાળુ કીરતાર ! તું એવું કર, કે આટલી એક આફતમાંથી હું છુટું, ને આજના દીવસની ફતેહ તથા નામદારી મને મળે." એજ વખતે, કાનના બેહેર ફાડી નાખનાર એક પોકાર તેની ફોજમાંથી ઉડયો,—દુશમ-

નનાં લશકરમાંથી એક મોટો જથ્થો તેમને આવી મ-
ળીઓ હતો, અને 'નૉરથમબરલાંડ' ના અમીરની
સરદારી હેઠળનો બીજો તેથી મોટો જથ્થો રાજાની
ફોજમાંથી જુદો પડી, કામ પડવે તુરત દોડી અવા-
ય એટલે છેટે ચાલી, શાંત ઉભો રહી, લડાઇનું શેવટ
કેવું આવશે તે જોતો હતો. રાજાના મળતયાઓએ
જોયું કે હવેતો નક્કીજ તેમની હાર થશે, અને એવું
જોઇ એક તેજી ઘોડા ઉપર સવાર થઇ મારતે ઘોડે
નાહાસી જવાની તેઓએ રાજાને સલાહ આપી.

"નહીં! નહીં! કબી એક ડગલું હું પાછળ ભર-
નાર નથી. આજનોજ દીવસ મારી તમામ લડાઇ-
ઓનું યા નહીંતો મારા જીવનું શેવટ લાવશે. મર-
તાં પણ હું વીલાયતનો રાજા રહીશ! આ 'વેલશ-
મન' ને—આ 'હેનરી ટયુડર' ને—મને સામે સામો
મળવા દો; એટલે તલવારના એકજ ઝટકાએ હું આ-
જની તમામ લડાઇઓનું શેવટ લાઉંછ."

"ત્યારેતો, જુઓ! જુઓ! નામવર; આ રહ્યો
તે!" આમ બોલી, તેમનાથી થોડે છેટે એક સવાર
પોતાના સીપાઇઓ વચ્ચે અંહી તંહી દોડી તેમને આ-
ગળ વધારતો હતો તેની ભણી 'કેટસબી' એ આં-
ગળી બતલાવી. તાંહાં જોતાંજ રાજાએ તુરત 'હેનરી
રીચમંડ' ને ઓળખયો.

"હે બંડખોર! ફીતુરી!" આમ બોલતો, 'રીચમંડ'
તરફ ભાલો તાકી, રાજા પોતાનાં લશકર વચેથી ધસી

આવીઓ. 'રીચમંડ'નો નીસાણચી 'સર વોલીઅમ બ્રાનડન' તેની આડે આવીઓ; પણ રાજાની કોદારીના એકજ જરબે તેતો જમીનપર પટકાઇ પડયો. પછે 'સર જૉન શીની' કરી 'રીચમંડ'નાં લશકરમાં મોટો પેહેલવાન હતો તેની સાથે તણે હાથ મેલવીઓ, ને ફતેહ કોણની થશે એ થોડો વખત માલમ પડયું નહીં; પણ જલદીજ એબી ખાકમાં પડયો. "મારો! મારો! દેશ ને સલતનત ખાતર, દુશમનને મારો!" આમ પોકારતો, તે 'રીચમંડ' તરફ બલાની મીસાલ રેલાઇ આવીઓ. શાહજાદો રેકાબ ઉપર એસતવાર ઉભો રહી પોતાના કટ્ટા વેરીસે લડવા તૈયાર ઉભો, પણ લડવાની તક એમને મળી નહીં; 'રીચમંડ' સાથ ઝુંપલાવવાની ઉલટમાં રાજા પોતાના મળતીઆઓથી જુદો પડી, દુશમનના મોટા જમાવ વચે એકલો પડી ગયો હતો. ઘણો વખત સુધી સર ઉપર લડાઇની કોદારી ઘુમાવી, કબી કોઇનો ફટકો ચુકાવતો તો કબી કોઇને આરપાર ચીરી નાખતો તે ટકયો; પણ આખરે સેંકડો હથીઆરોથી વીંધાઈ તે લોહીમાં ગદગદતું મડદું થઈ, ઘોડા ઉપરથી ખાકમાં પડયો. "ફતેહ! ફતેહ! રાજા મારીઓ ગયો!" "ભુંડા ભુંડનું નખોત વળયું!" "ફતેહ! વીલાયતની ફતેહ!" એવા પોકારોથી આખું મેદાન ગાજી રહ્યું, જેમાં 'લારડ સ્ટાનલી' એ 'રીચમંડ' પાસે દોડી આવી, "ખુદા હેનરી બાદશાહનું રક્ષણ કરજો!"

એ બોલો ઉમેરચા. આ છેલ્લા બોલ લોકોએ તુરત ઉંચકી લીધા, ને આખું મેદાન એમનાથી ગાજી રહ્યું. પછે 'સ્ટાનલી' એ વાંકો વળી, 'રીચરડ' ને માથેથી તાજ લઈ 'રીચમંડ' ને માથે મુકયું, ને પીઠ ફેરવી નાહાસી જતા દુશમનોની કળાંપીતના પોકાર તથા ફતેહનાં રણશીંગડાંના અવાજો વચ્ચે, સરવ રૈયતે પોતાના નવા રાજાને સેજદો કીધો.

એ પ્રમાણે 'રીચમંડ' ની ત્રણે આફતો પાર પડી, ને ત્રણેમાંથી છુટી તણે માથે તાજ પેહેરચું. અશો બાદશાહ 'હેનરી' ની ભવીશવાણી એ રીત સાચ્ચી પડી. થોડા દીવસમાં, અત્યારસુધી ન દીઠેલી પોતાની વાહાલી શાહુજાદીને એણે નજરે દીઠી, લગણના પવીત્ર ગાંઠથી જલદીજ એઓ જોડાયાં, ને 'યૉરક' અને 'લાંકસટર' ના લાંબી મુદતથી ચાલતા આવેલા જઘડાઓનું એ રીત શેવટ આવીઉં.



## 'સેંટ જૉરજ'નો ઝુંડો.

ઇ૦ સ૦ ૧૩૮૦ ના સાલમાં જ્યારે વીલાયતનું તાજ 'રીચરડ' બીજાને માથે હતું, તથા 'પોરટુગલ' માં 'ફ્રરડીનાંડ' પેહેલો રાજસત્તા ચલાવતો હતો તે વખતે, 'ફ્રરડીનાંડ' તથા 'કાસટીલ' નાં રાજ વચ્ચે લડાઇ ઉભી થઇ, જે ફ્રરડીનાંડે એટલીતો બેદરકારીથી ચલાવી કે દુશમન એનાથી હારવાને બદલે સામા એના મુલુકમાં ધર્સી આવીઆ. આ વાતથી લાચાર થઇ એણે ઇંગરેજોને પોતાની મદદે લશકર મોકલવાની અરજ કીધી, જે ઇંગરેજી પારલીઆમેંટે બહાલ રાખી 'કેમબરીજ' ના અમીરની સરદારી હેઠળ એની કુમકે આશરે બે હજાર આદમીની એક નાહની ફોજ મોકલી. પણ આ ફોજનાં આવવાની વાત સાંભળતાંજ 'કાસટીલીઅનો' 'પોરટુગલ' માંથી વટી ગયા, જેથી એ 'પોરટુગલ' આવવા પછે કેટલુંક સુધી પાયતખતે નકામી પડી રહી; ને સીપાઇઓ તેમજ સરદારોને શેહેરમાં ફરવાની તથા જેવી જોઇયે તેવી મઝા મારવાની પુરતી ફુરસત મળી.

આ ફોજમાં 'સર જૉન સાઉનડર' નામે મોટો લડાયક પેહેલવાન હતો. જે પોતાની જવાંમરદી તેમજ નમનતાઇથી આખાં લશકરનો માનીતો થયો હતો. એણે 'ફ્રરાનસ', 'ફ્લાનડરસ' તથા 'સ્પેન' માં જેવી

નામદારી મેળવી હતી તેવી 'પોરટુગલ' માં મેળવ-વાની એને ઘણી હોંસ હતી; જેથી, જોકે રાજાની તેમજ પોતાના સરદારની મેહેરબાની એના ઉપર ઘણી હતી, તોપણ, ઇંગરેજી ફોજ જોડે પાયતખ્તમાં સુસ્ત પડી રેહેવું એને ઘણું અકારૂં લાગતું. પણ આટલામાં એવું બનીઉં, કે અતયાર સુધી જેટલો 'પોરટુગલ' માં રેહે-વાનો એને કંટાળો હતો તેટલું હવે તયાં રેહેવું એને પીઆરૂં લાગવા લાગું.

રાજાના મેહેલમાં,રાણીની સાહેલીઓમાં, 'લેડી ઇસા-બેલા ડી મેદીના' નામે બાદશાહી તોખમની એક ઉમ-રાવજાદી હતી, જેણીને રાજાએ તેણીની મરજી વીરૂધ 'કાસટીલ' ના રાજાના ભાઇ 'ડૉન ગઝમન' જોડે અદરાવી હતી. એ વાતનો એ ઉમરાવજાદીને ઘણો બળાપો હતો; જેથી હાલ બંને રાજ્ય વચ્ચે જે તડાં પડયાં હતાં તેથી તે ઘણી ખુશી થઇ હતી. એ કુળ-વંતી નારને જોતાંજ બહાદુર 'સર જૉન સાઉનડર' એણી ઉપર મોહી પડયો. મગર 'પોરટુગલ' નાં બાદ-શાહી કુટુંબની એક ઉમરાવજાદીને વીલાયતના એક ગરીબ 'નાઇટ' જોડે કોણ પરણવા દીયે? એક બારગી એ ઉમરાવજાદી 'સર જૉન' ને પસંદ કરે તોપણ રાજાને કોણ સમજાવે! આવા શોકભરીઆ વીચારથી 'સર જાન' ગમગીન રેહેતો તેટલાં એક દાહા-ડે એમની મોલાકાત થતાંજ એણે હેત તથા પીઆ-રના બોલોમાં પોતાની મોહોબતથી એણીને જાણી-

તી કીધી, જેના જવાબમાં એણીએ લથરતા હોટ ને ધકધકતી છાતીએ કબુલ કીધું, કે એમની વચેની મોહોબત એકજ બોરદુની નહીં પણ અરસપરસની હતી. આ વાતથી રાજી થઈ, તેના પતરોગે બીજા કોઇસે પરણવું નહીં એવો વચન લઈ, એ બહાદુર 'નાઇટ' પોતાની છાવણી તરફ ચાલીઓ.

હવે, એઓ વારંવાર એક બીજાને મળવા લાગાં; મગર ડાહાપણ વાપરી, પોતાની મોહોબતની વાત હુજી એઓએ કોઈને જાણાવી નહીં. ઈંગરેજી 'નાઈટ' તો મનમાં મગન થયા કરે, અને એ ઉમરાવજાદીને શી તદબીરે મેહેલમાંથી લઇ જઇ તણીસે પરણવું તેના ખયાલમાં આઓ દીવસ ગુજારે; તોપણ, એક સાંજે એઓ મેહેલના બાગમાં એકઠાં મળીઆ તે વખતની એના ચેહેરાની ઉદાસી ઉપરથી માલમ પડતું, કે એનાં મનમાં કોઇ નાખુશ વાત ભમતી હતી.

ઉમરાવજાદીએ 'નાઇટ' નો હાથ હેતથી દાબી, આ ગમગીનીનું કારણ પુછયું તો માલમ પડ્યું કે એ ઉદાસીતો તણીથી જુદો પડવા માટેની હતી. તે નાસીપાસ થઇ બોલીઓ, "આપણને છુટું પડવું જોઇએ, ઈસાબેલા."

"નહીં, વાહાલા; એમ તું બોલતો ના. આપણાથી જુદું પડાય નહીં, ને એકમેક વગર જીવાય પણ નહીં. હું દુનીઆંને છઠે ખુણે તારી પુઠે ભટકીશ, ને આ મેહેલ ને તેની મઝા તજીશ; મગર સુખમાં કે દુ:ખમાં કબી તુંથી જુદી પડીશ નહીં."

"નહીં, આપણને જુદું પડવું જોઇશેજ. પણ ઘણું સુધી નહીં. થોડા મહીનામાં, થોડા અઠવાડ્યાંમાં, ને ખુદા કરશેતો, થોડા દીવસમાંજ, આપણ એકઠાં મળીશું." સર જૉન લગાર ખુશ થઇ બોલીઓ.

"દીવસો, અઠવાડ્યાં, ને મહીના!" ઇસાબેલા રડી પડી બોલી, "વખતના એ કંટાળાભરેલા ભાગોની તું મને યાદ આપતો ના. આજસુધી તેમની મને યાદ પડતી ન હતી; તું મારી પાસે હતો તેટલાં વખત શી રીત જતો તે હું જાણતી ન હતી."

"વાહાલી, તારાં આંસુ લુંછી નાખ." સર જાન બોલીઓ. "આજ રાતે હમારો સરદાર કાસટીલીઅનાની સામે કુચ કરનારછે. તેની ફોજમાંનો મારો ઓહ્દો મોટો જોખમનો છે; માટે મને તેની સાથે જવું જોઇશે. હું પાછો ફરીશ, ઇસાબેલા; જલદીજ પાછો ફરીશ; ને નામદારીની કંઇ વધુ નીસાણી તારે માટે લેતો આવીશ. હમો નામદારી મેલવવા તથા રાજા ફરડીનાંડના હક્કો માટે લડવા જઇએછ; માટે, તેનાં રાજનાં રક્ષણમાં મારૂં લોંહી નીચવી તથા મારી તલવાર ઉડાવી જયારે હું પાછો ફરીશ તયારે મારાં મનની મોરાદ, જેને હાલતો બેશક તે તુચ્છકારી કાઢશે, તેને તે વખતે કદાચ તેની તરફથી થોડું ઘણું ઉત્તેજન મળશે."

આ ઉમેદ જે પાયા ઉપર રચી હતી તે જોકે ઘણો નબળો હતો, તોપણ વખતે એ પાર પડશે એવી આશાથી સંતોશ પામી, 'ઇસાબેલા'એ સર જાનને તેણી-

થી જુદો પડવાની રજા આપી. આજ વખતે લડાઈનાં રણશીંગડાંના અવાજથી મેદાન ગાજી રહ્યું; જે અલબતાં 'કેમબરીજ' ના અમીરના મળતીઆઓને એકઠા મળવાનું તેડું હતું.

"હવે મારે જવું જોઈએ, વાહાલી," સર જાન બોલીઓ, "સલામ, સલામ! હું હંમેશ સુધી તારોજ છું; અને ઇસાબેલા, તું બી——"

"તારીજ, તારીજ," તે બોલી, "હંમેશ સુધી તારીજ!"

અરસ પરસ એ રીતે એક બીજાને વચન આપી, તેઓ હેતથી ભેટી, છુટાં પડ્યાં.

દીવસો, અઠવાડ્યાં, ને મહીના એકેક પછે વહી ગયા, પણ સર જાન યા તેના કંઈબી સમાચાર પાયતખતે આવીઆ નહીં. લડાઇ, જે પુર જોરમાં ચાલવાની પેહેલાં વકી હતી તેઓ કુચ કરી જવા પછે તુરતજ નરમ પડી ગઈ. પોરટુગલનો રાજા કાસટીલીઅનો જોડે લડવાની વતી તેમની જોડે અંદરખાનેથી સુલેહ રાખતો હતો; જેથી એમના ઉપર ધસી જવાની તેણે ઇંગરેજોને મનાં કીધી. એ ઉપરાંત વળી એણે ઈંગરેજી સીપાઈઓને ઠરાવેલો મુસારો કે પુરતો ખાધ ખોરાકી આપી નહીં, જેથી આખી ઈંગરેજી છાવણીમાં બેદોલી ફેલાઈ. તોપણ, શેવટે પાયતખતે ખબર આવી કે ઈંગરેજોએ નકામા પડી રેહેતાં કંટાળી જઇ કાસટીલીઅનો જોડે બે ચાર છુટી છવાઇ લડાઇઓ કરી તેમને હરાવી તેમનો સરવેમાં

જબરદસ્ત કીલ્લો લઇ મુકયો હતો. આ લડાઇઓમાંની એકમાં કેટલાક સો કાસટીલીઅનોએ પાંચ પચીસ ઇંગરેજોને ઘેરી લઇ થોડાકને કાપી નાખી બાકીનાને કેદ પકડ્યા હતા. સર જાન સાઉનડર આ જઘડામાં સામેલ હતો ખરો; પણ તેનું શું થયું તેની ચોકસ ખબર મળી ન હતી. લડાઇના પુર હીંગામમાં તે જમણી તથા ડાબી બાજુ તલવાર ઉડાવતો ને ભારે હીંમતથી લડતો દીસયો હતો; જેથી સંઘાંએ ધારીઉં કે તે દુશમનોને હાથે કપાઈ મુઓ હશે. બચારી ઇસાબેલાએ આ તરફ ખોટી પડવાની ઘણી રાહા જોઇ; પણ અંતે જયારે તેમ થયું નહીં તયારે, હવેતો સર જૉન નક્કીજ મારીઓ ગયો હતો તેથી પોતાનો ભરમ છુપાવવાની અગત ન હતી એવું માની, તેણીએ રાજા તથા તેનાં કુટુંબનાં બીજાં લોકોને પોતાની મોહોબતથી જાણીતાં કીધાં. આ વાતથી રાજા પેહેલાં રીશે ભરાયો ખરો; પણ પછે સર જાન મારીઓ ગયો હતો એ વાતની તેને યાદ પડવાથી તેણે ઈસાબેલાની તકસીર માફ કીધી. તે બોલીઓ "સર જૉન ઘણો બહાદુર હતો ખરો; પણ, એ છતાં, તે મારીઓ ગયો તેથી હું દલગીર થતો નથી; સબબ જે પોરટુગલનાં બાદશાહી કુટુંબને (તેની જોડે તમોએ કરવા ધારેલી સગાઈથી) જે ડાઘ લાગત, તે તેનાં કવખતનાં મરણથી મટી ગયોછે." પછે તે બોલીઓ, કે તેણીને લાયકનું કારજ સોધવામાં તેનું મન ઘણુંથયું રોકાયું હતું ; પણ શોવટે

તણીને લાયકનો એક ખાવંદ તણે સોધી કાઢ્યો હતો.

"અફસોસ! મારા મુરબ્બી," ઇસાબેલા રડી પડી બોલી, "કારજની તથા ખાવંદની તમો મારી આગળ વાત કરશોના. મારૂં જીગર વીલાયતના બહાદુર નાઇટ જોડે ઘોરમાં દટાઇ રહેલુંછે; જેથી તે કોઈ બીજાને હું આપી શકતી નથી."

રાજા કોપાયમાન થઈ બોલીઓ, "ખબરદાર, એમ બોલતી ના, છોડી! મારાં બાદશાહી કુટુંબની તું પેહેલીજ સ્ત્રી છે કે જેણે હલકાં કુળમાં પરણવા માગ્યુંછ, ને મુએલાંનો પાછળ રદન કરી હીચકારાપણું બતલાવીઉંછ."

"હલકાં કુળનાં કોઇબી આદમી માટે હું રડતી નથી, નામવર. હું તો 'એડવરડ' બાદશાહની ઓલાદથી ઉતરેલા બહાદુર સર જૉન સાઉનડરને રડુંછ."

રાજા વધારે રીશે ભરાઈ બોલીઓ, " છોડી, સર જૉન બહાદુર હતો ખરો; મગર તેનાં નામ સાથ નામોશીનો છાપ જોડાયલો હતો. એડવરડ બાદશાહનાં તોખમથી તે ઉતરેલો હતો ખરો, મગર તેની મા શાહજાદા એડવરડની પરણેલી નહીં પણ રાખેલી સ્ત્રી હતી. ત્યારે, જો, હવે; દેશ ને સલતનતનાં ભલાંને ખાતર, તથા આપણાં કુળની લાજ સાચવવાને ખાતર, હું તને વાત કહું તે ધીઆનમાં ઉતારજે. કાસટીલ જોડેના જઘડાઓનું હવે અંત આવવું જોઇએ, ને આ ઇંગરેજી ફોકટ આપણા દેશમાં પડી રહી ખીચ-

ડો ખાયછે તેઓ હવે જવા જોઇએ. એટલા માટે આવતી કાલે કાસટોલનો શાહજાદો, ડૉન ગઝમન, મારી જોડે સુલેહના કોલકરાર કરવા થકી દરબારે આવનારછે, તે વખતે, હમોએ ઠરાવીઉંછે કે તણે તારી મોલાકાત લેવી. જો તયારે તેની જોડે તું અદબથી ચાલજે, ને તેના બાદશાહી દરજજા લાયક તેનો આદરસતકાર કરજે; નહીંતો મારી મેહેરબાની તું ખોઇ દેશે." આટલું બોલી, રાજા ચાલી ગયો.

રાજા તણીની હજુરમાંથી જતાંજ, મરતાં કે જીવતાં સર જૉન સાઉનડર ઉપરજ એકીન સાબુત રાખવાના ઇસાબેલાએ ફરી કસમ લીધા. બીજે દાહાડે કાસટોલનો શાહજાદો એણીને મળવા આવીઓ. તે જવાન, ખુબસુરત ને ભણેલો હતો તેથી ઇસાબેલા તેને ધીક્કારી શકી નહીં. ત્રીજે દીવસે તે પાછો આવીઓ, જે વખતે ઇસાબેલાને લાગયું કે અગર સર જૉનને તણીએ કુબી દીઠો ન હોત તો કદાચ એ તણીને પસંદ પડત. ચોથીવાર શાહજાદો પાછો આવીઓ તયારે તણીને લાગયું કે સર જૉનતો મરણ પામીઓ હતો મગર એતો જીવતો હતો. અંતે શાહજાદાની કાકલુદીથી લોભાઇ, તથા રાજાના ગુસ્સાથી ડરી, તોપણ પોતાનાં મનમાં અંદરખાનેથી ઘણી કચવાઈ, તણીએ 'ડૉન ગઝમન' જોડે પરણવાની હા પાડી, અને તેમનાં લગણને માટે એક દીવસ મુકરર કરવામાં આવીઓ.

આણી તરફ, ઇંગરેજી સીપાઇઓની બેદીલીમાં અ-

તયારસુધી ઘણો વધારો થયો હતો; તેમના પગાર પોરટુગલ દરબાર ઉપર ચઢી ગયા હતા, ને રાજાએ તેમના સરદારને પુછવા વીના દુશમન જોડે સુલેહ કરી દીધી હતી. સુલેહની વાત પેહેલાંતો તેઓએ માની નહીં, પણ અંતે જયારે પોતાને હસતકના તમામ બંધવાઓને ખલાસ કરવાનો તેમના ઉપર હુકમ આવીઓ, તથા તેમનામાંના જે કોઈ દુશમનના હાથમાં કેદ હતા તેઓ સલામત પાછા ફરીઆ, તયારે તેમની પુરી ખાતરી થઇ. આ સલામત પાછા ફરેલા ઇંગરેજોમાં સર જૉન સાઉનડર પણ પાછો આવીઓ હતો; જેથી સરવે સીપાઇઓ ઘણા મગન થયા હતા.

તે બોલીઓ, "નામવર નાઇટો, આ અપમાન સંધાને એકસરખું થયુંછે; મગર મારા ઉપર બીજાઓ કરતાં કંઈક વધુ બેઇનસાફી ગુજરીછે. એ બેઇમાન રાજા, બેઇમાનીને બારણે, મારી જોડે પરણવા બંધાયલી અબલાનો ભોગ આપવા માગેછ, મગર, આપણ સંધા તરફનું અપમાન ટાળવાનો એકજ ઇલાજ છે."

"બોલો, બોલો, તે ઇલાજ કહી દો." સીપાઇઓ સંધા એક અવાજે બોલીઆ.

"પાયતખત 'લીસબોં,'" 'સાઉંડર' બોલીઓ, હાલ બેફીકરાઈમાં પડેલુંછે. દુશમન જોડે સુલેહ થઇછ એવું જાણી, ચોકી પેહેરા આંઘા પાછા થઇ ગયાછ; ને સરવે કોઇ 'ઇસાબેલા' ને 'ડૉન ગઝમન' વચ્ચે થતાં

લગણની ધામધુમમાં રોકાયાંછે. આપણ હ્યાં પાંચસો તીરંદાજ ને તેટલાજ ભાલેદાર મળી એક હજાર ચુનંદા સીપાઇઓ છીએ; માટે આપણને પાયતખતે ધસી જતા કોઇ અટકાવી શકનાર નથી. આજ આપણ નીકળ-યા,તો લગણ માટે ઠરાવેલે દીવસે, રાતપડતાંને શુમારે, તયાં આપણ જઇ પુગશું. પછે હું વેશ બદલી મેહે-લમાં પેશીશ, ને તમો મારૂં રણશીંગું ફુંકાતાંવાર શેહે-રના દરવાજા ભાંજવા તૈયાર રેહેજો. કેમ,હું ઠીક બોલી-ઓની, જવાંમરદો?"

"ઠીક—ઠીક," "હા—હા" ના પોકારો વચ્ચે આ ઠરાવ એકમતથી પસાર થયો.

"ચાલો, તયારે," તે બોલીઓ, "સંધા એકસંપે એકઠા મળો, 'સેંટ જૉરજ' નો ઝુંડો ચકાવો, ને યા હોમ-નો હવાલો લઇ, મેદાન પડો; સબબ જે દુશમનનાં મનમાં દેહેસ્ત પેસાડવા વગર કબી આપણ ફાવશું નહીં. પાછા "ઠીક—ઠીક," "હા—હા" ના પોકારો મચી રહ્યા, ને સરવે સીપાઇઓ ખુશી થતા 'સાઉન-ડર' પાસે એકઠા થયા. પછે 'સેંટ જૉરજ', નો ઝુંડો હવામાં ઉંચે ચકાવતા, ફતેહ તથા ખુશાલીના પોકા-રો વચ્ચે, તેઓ આગળ વધીઆ.

આણીમેર, પાયતખતે, ભારે ધુમધામ મચી રહી હતી. ઠરાવેલે દીવસે રોશની તથા આતસબાજીથી શેહે-ર ઝકઝકી રહ્યું હતું. ભાંત ભાંતનાં પકવાણો ને તરે-હવાર મેવા મીઠાઇથી ટેબલો લુમાઇ જતી હતી, ને

શેહેરનાં સરવે મોહોટાં ને જાણીતાં લોકો રાજમેહેલમાં એકઠાં થયાં હતાં. પરણતું જોડું, રાજા પોતે, તથા મોહોટામાં મોહોટા થોડાક ઉમરાઓ, ને લગ્નનો ગાંઠ બાંધનાર ગુરૂ, એક મોહોટાં દીવાનખાણાંમાં તૈયાર હતાં; તેટલાં, માથાંથી પગવેરના મોટા કાળા ડગલામાં સંતાયલો કોઇ શખસ હલવે હલવે દીવાનખાણાંમાં પેઠો, ને લોકોની અજાયબીના પુર હીંગામમાં ડગલો ઉઘાડી નાખી, 'સર જૉન સાઉનડર' તરીકે લોકોને જાહેર થયો.

અજાયબીના પોકારોથી દીવાનખાણું ગાજી રહ્યું; 'ઇસાબેલા' મોઢાં ઉપર હાથ ઢાંકી દઇ બેસુધ જેવી સાહેલીઓના હાથમાં ટુટી પડી; વરરાજાએ તલવાર ખેંચી; મગર તાજુબીથી તેનો હાથ અકડી ગયો. રાજા હેરતમંદ તથા કોપાયમાન થઇ હલવે હલવે ઇંગરેજી 'નાઇટ' પાસે ચાલી આવીઓ.

'નાઇટ' પોકારીઓ, "કાસટીલના શાહજાદા, 'ડૉન ગઝમન', જો, હું, તારો હરીફ, તું સામો આવી ઉભોછ!"

ડૉન ગઝમને ફરી તરવાર ઉંચકી; ને "ખબરદાર! મારો ગુસ્સો ઉસકેરતો ના!" એમ પોકારતો ઇંગરેજી 'નાઇટ' તરફ ધસી આવીઓ.

'નાઇટ' ઘાંટું પડે તાંહાંસુધી મોહોટે બખારીઓ, "હું કસાંથી ડરતો નથી. નામોશી ને અપમાન વતરોગે કોઇ ચીજની તમાહ રાખતો નથી. આ સુંદર અબલાનો હજારો વચનો સહીત આપેલો દસ્ત, જે

લડાઈ તથા ખુનામરકીના પુર હીંગામ, ને બીમારી તથા ભુખમરાના ભર દોરમાં, સદા મારી બાજુએ હતો, તે મારે માગવોછે."

રાજા વચ્ચે આવી બોલીઓ, "જરા ધીરો પડજે, 'સર જૉન'; ઉમરાવજાદી ઇસાબેલા 'ડૉન ગઝમન' જોડે અદરાઈ ચુકીછ." પછે 'કાસટીલ' ને 'પોરટુગલ' ના ઝુંડાઓ તરફ બતલાવી તે બોલીઓ, "બંને બોરદુના આ ઝુંડા, જેઓ ઘણું થયું એકબીજાસે અથડી રહ્યા હતા, તેઓ, હાલ, તેણીને ખાતર, સાથે મળી ગયાછ; જેથી બંને વચ્ચેની સુલેહ ટકી રેહેવાની વકી છે."

"બળી એવી સુલેહ!" 'સર જૉન' ધીક્કારસાથે બોલીઓ, "બળીઓ એવો સંપજ, જેનો પાયો અધરમ ઉપર રચાયલો હોય! પણ, વારૂં, કંઇ નહીતો, ઇંગરેજી સીપાઇઓના હક્કતો જળવાવા જોઇએ; પછે આ વાવટા ગમે એટલા પાસે મળેતો શું?"

'ડૉન ગઝમન' દરેક અવ્યયમાં ધ્રુજી પોકારીઓ, "એ ઝુંડાઓ વીશે લગાર આબરૂથી બોલજે, તું દ ઈંગરેજ; અને, અગર નહીંતો, કયો ઝુંડો એની સામે સામો ઉડવાની મકદુર રાખેછ?"

"વીલાયતી ઝુંડો—'સેંટ જૉરજ' નો ઝુંડો!" સર જૉન વાદળ ગગડે એટલો મોહોટે પોકારી બોલીઓ. પછે એણે જમીન ઉપર જોરથી પગ ઠોકી રણશીંગડું ફુકતાંવારજ બાહેરથી ઘણાંક રણશીંગડાં વાગયાં, જેથી તમામ શેહેર થરથરી રહ્યું; ને ઘોડાનાં પગ-

લાંની અથડાઅથડી ને તલવારોના ખણખણાટ વચ્ચે "ફતેહ! ફતેહ!" "સાઉન્ડરની ફતેહ— 'સેંટ જોરજ' ના ઝુંડાની જય!" એવા પોકારો ચોમેર મચી રહ્યા, ને શેહેરના દરવાજા ગબડાવી નાખી, સેંકડો હથીઆરબંધ સોપાઇઓ ઇંગરેજી ઝુંડો ચકાવતા રાજાની સનમુખ ધસી આવીઆ.

ઇંગરેજી નાઇટો તથા સરદારોને ઓળખી, રાજા હેરતમંદ થઇ બોલીઓ, "હા! એ શું?"

"મારા મુરબ્બી," 'સર વીલયમ હેલમન' બોલીઓ, "જાહેર તથા ખાનગી બંને અપમાનો અમને તમારી સનમુખ લગાર અનગમતી રીતે ઘસડી લાવીઆં છે. તમારા મુલુકમાં આવવાપછે, નથી અમને ઠરાવેલો પગાર મળયો, કે નથી પેટ ભરતો ખોરાક મળીઓ. ઇંગરેજી સોપાઇઓનો તો રવૈયોજ છે કે જેઓ તેમની કદર બુજે તેમને ખાતર જીવ આપવો, ને જેઓ અપમાન દીયે તેમનો જીવ લેવો. મગર, તમો નામવરના મુલુકમાં તો કોઇ હમારી દાદ લેતુંજ નહીં, તયારે હમારો ઇલાજ તોબી શું? જુઓ, નામવર, તયારે, હું ખરૂં કહુંછ, કે તમો હમારો પગાર ચુકવી આપો, નહીં તો હમો હમારી મેળે તે ચુકવી લેશું."

ઇંગરેજી અમલદારનાં આ સાદાં તોપણ જોસભરયાં બોલવાથી રાજા ઉપર કંઇ થોડી અસર થઇ નહીઃ થોડો વખત નીચે જોઇ અંદેશો કરી તે તુરત બોલીઓ, "નામવર નાઇટો, તમારો પગાર તમને મળશે. તમોએ

મારા હુકમ વીરૂધ કાસટીલીઅનો ઉપર વખતે વખત હુમલો કરી હમારી વચ્ચે થતી સુલેહમાં હરકત કીધી હતી તે મને પસંદ નથી; તોપણ, આજથી પંદર દીવસમાં, હું તમારો દોકડે દોકડો ચુકવી આપીશ. એ વાતની ખાતરી આપવા મારો બાદશાહી વચન બસ છે."

"પણ, નામવર બાદશાહ," સર વીલયમ હેલમન બોલીઓ "એક લડાયક સોબતી તથા ભાઇબંધ ઉપર ગુજરતી બેઇનસાફી, તથા એક નાજુક અબલા ઉપર પડતો જુલુમ, ઇંગરેજી જવાંમરદો મુગે મોઢે જોઇ શકશે નહી.—ને તમો, કાસટીલના 'ડૉન ગઝમન' સાહેબ; હમો તમારા વેરી તરીકે આ સલતનતમાં પેઠા હતા; મગર, નાજુક અબલાઓના પવીત્ર વચનો તોડાવે તથા જોર જુલુમથી તેમનાં જીગર લુટી લીયે એવા નાતરસ દુશમનને મળવાની હમને વક્કી ન હતી."

"પણ, નાઇટ સાહેબ, તમારી તે વક્કી પાર પડનાર નથી." 'ડૉન ગઝમન' બોલીઓ, "અગર એ નામવર બાનું પોતાની પુરૂ ખાએશથી તેણીનો દસ્ત મને બખશતી ન હોય, તો મારે તે લેવો નથી, અથવા જેને તે બખશવામાં આવે તેની જોડે દુશમની રાખવી નથી."

વરરાજાના આ જવાબથી લોકોના જમાવ વચ્ચે વાખવાખીના પોકારો ઉઠ્યા. રાજાએ જોયું, કે વરરાજા કરતાં હું ઓછું મોહોટું મન બતલાવીશ, તો ઠીક લાગશે નહીં; તેથી, તે ઇસાબેલાની પાસે આવી, નરમાશથી બોલીઓ, "બોલ, તયારે, ઇસાબેલા, તું કોણની જોડે

જવા માગેછ? આ નામવર શાહજાદો તને પસંદ પડેછ, કે આ ભુખેમરતા ઇંગરેજી 'નાઈટ' સાથ તને જવું છે?"

"જુઓ, નામવર, તયારે તો; હ્યાં મારે જવું છે!" તે સર જૉન પાસે દોડી જઇ બોલી, અને તેને ગલે વળગી તેની માફી માગવા લાગી, કે "બહાદુર નાઈટ, મારી બેઇમાની ભુલી જજે; હું તને મુએલો સમજતી નહોત, તો તારા હરીફની કાકલુદીની કબી પરવા કરત નહી."

નાઇટ ખુશી થઇ બોલીઓ, "મીઠી ઇસાબેલા, ઇશવર તને નવાજજો! આવ, આવ, તું, આ હાથોમાં, ને હંમેશની વાહાલી થઇ મારાં જીગરસે જોડાઇ રેહ!"

"અમીરો, ઉમરાઓ, શાહજાદા ને શાહજાદીઓ," સર વીલયમ હેલમન પોકારીઓ, "તયારે, આજની રાતની હમારી મકસદ પુરતી રીતે પાર પડીછ.—ને ચાલ, હવે, તું, સર જૉન, તારી સુંદર અબલાને આપણા રાજાને પગે લગાડવા લઇ ચાલ; અને 'પોરટુગલ' ને 'કાસટીલ' ને આખા 'યુરોપ' ને જાણવા દે, કે 'સેંટ જૉરજ' ના ઝુંડા હેઠળ લડનારાઓ કબી અપમાન અથવા ઇજા સહણ કરતા નથી."

આમ બોલી, રાજા તથા લોકોને હેરતમાં રાખી, ઇંગરેજો ચાલતા થયા. ઠરાવેલે દીવસે તેમનો મુસારો પોરટુગલ દરબારે મોકલી દીધો; જે પછે, તયાં રેહેવાની વધુ અગત ન જોઇ, તેઓ વીલાયત પાછા ફરીઆ, જયાં વીલાયતના રાજા તથા તેની નવી પરણેલી રાણીએ 'સર જૉન' તથા 'ઇસાબેલા' નો સારો આદરસતકાર કીધો.

# 'ગ્રાફ્ટન' ની ગગરણા.

**દીવસે** કોઇવખત સખત પશીનો-ટપકાવનારી ગરમી પડવા પછે, સાંજે, શીતલ, થંડા-ફુંકતા પવનની લેહેકી વાગતી કેવી મીઠી લાગેછે ! એવીજ મોડી લેહેકીને વખતે, એક ઉનહાળાની સમીસાંજે, સીધા સરવના છોડ જેવી એક સુંદર અગલા નદીકાંઠે ચાલતી હતી. એણીની સાથે એક દાસી તથા આશરે નવ દસ વરશનો એક ખુબસુરત છોકરો ચાલતાં હતાં. એ કદે ઉંચી ને શોભાયમાન હતી. એણીની મોહોટી કાળી ભંમર આંખોમાં મીઠાસ મગમગી રહ્યો હતો, ને એણીનાં જુલફાં, જે તેટલાંજ કાળાં ને ચલકતાં હતાં, તે છેક એણીનાં ખભાંવેર લટકતાં હતાં. એ સ્રીનાં મોઢાંનો રંગ, સફેદ—છેકજ ફીક્કો લાગે એટલો સફેદ દીસતો હતો ; અને એણીની ઉંમર જોકે માનમાન વીસ વરશની માલમ પડતી હતી ; તોપણ, એણીના ગાલ ઉપર ગરગર ગળતાં આંસુપરથી, તથા એણીની આંખોમાંની ઉદાસી, જે ખચીત કરીને એણીની જોડેના છોકરા ઉપર જ્યારે એણીની નજર પડતી તયારે ઘણી વધતી હતી, તે ઉપરથી, તેમજ એણીનાં આંગ પર વીધવાનો પોશાક હતો તે ઉપરથી માલમ પડતું, કે એ એટલી નાહની ઉંમરની છતાં, મુસીબતે, પોતાનો રાજેતાનો વખત ચુકાવી, લગાર જલદીજ, એણીની જીંદગીનો મીઠાસ લુટી લીધો હતો.

"એડીલેડ," એ પોતાની જોડેની દાસી તરફ ફરી બોલી, "પેલું સામું ઝાડ તું એ દીઠું—સુરજનાં કીરણોનાં તેજ હેઠળ તે કેવું ઝકઝકી રહ્યું છે! પણ, સુરજ હાલ અસ્ત પામેછે—આ આતસયાં વાદળાં જે દરીઆવના મોજા મીસાલ ઉછળી રહ્યાંછે, તેમની વચ્ચે તે થોડા વખતમાં ગુમ થઇ જશે; અને પછે, એ ઝાડ જે હાલ આટલું ઝકઝકી રહ્યુંછે, તે કેવું અંધકારમાં દટાઇ જશે!"

"પણ, વળી, આવતી સવારે, બાઈ—" દાસી બોલી.

"સવારની, ઓ તું—," એ સ્ત્રી વચમાંજ બોલી, "હું, કે જે કબી સવાર જોઇશ નહીં, તેની હજુર વાત કરતી ના. અફસોસ! એજ સામાં ઝાડ મીસાલ હું ઝકઝકી રહી હતી; ને ખુશાલી ને ખુશબખતીમાં સદા દટાયલી રેહેતી; મગર, જે સુરજ માહારે માથે દીપતો હતો તે અસ્ત પામીઓ—ખુન ને ખુનામરકીના દરીઆવમાં ડુબી ગયો!"

"મીહાં બાઇ, દાસી ધીરજથી બોલી, "તમો ગમે તે કહો; મગર હું તો સવારનીજ વાતો કરીશ; કાંકે હુબ્બી ખુશબખતી તથા ખુશાલીની તમારી સવાર પડશે. 'એડવરડ' બાદશાહ માયાળુ ને ઉદાર મનનો છે, તેથી, જોકે 'સર જૉન ગ્રે' તેની સામે લડતાં કપાઇ મુઓ હતો, તોપણ, તેના ગુનાહની સજા, તે તેની નાજુક વીધવા તથા નીરદોશ બાળકને દેશે નહીં."

"અને, ખરૂં પુછોતો, વાહાલી 'એડીલેડ,' આશા-

તો થોડી ઘણી મનેખી છે. ભોગ જોગે, અગર, ખુદા કરશે તો, તે નામવર આજ આ જંગલમાં શીકાર કરવા આવીઓછ તે ફરતો ફરતો હ્યાં આવી લાગશે, ને વખતે મને તે નામવરને પગે પડી, મારી અરજ પોતે જાતે ગુજારવાની તક મળશે. એજ કારણસર, મીઠી એડીલેડ, હું આ ઠેકાણે રાખેતા કરતાં લગાર વધારે ખોટી રહીછ."

"પણ, બાઇ, હવેતો સાંજ પડવા આવી, ને શીકારનો ફેવારનો ખલાશ થયોખી હશે. ચાલો, તયારે, આપણ ઘરે જઇએં, નહીંતો રાજાની દરબારમાં બેશુમાર ઠાલીઆઓ છે તેમનામાંનો એકાદ હ્યાં આવી આપણને હેરાન કરશે. તમારી અરજ બાહાલ રેહેવાની આશા તો, બાઈ, તમો તમારાં માતાજીના કાલાવાલા ઉપરજ રાખો. તેઓ નામવર બાનું બોલકણાં ને મીઠાસવાળાં છે તેથી તેમની કાકલુદીથી રાજાનાં મનપર અસર થવા વીના રેહેશે નહીં.—ને, ચાલો' હવે, આપણ ખુદા ઉપર ભરોસો રાખી, ઘરે જઇ, કીસમત શું કરેછે તેની વાટ જોઇયેં."

આમ બોલતાં તેઓ પાછાં ફરી આગળ ચાલીઆં. પણ, આટલામાં, કોઈ આદમી તેઓ નહીં જાણે તેમ તેમની પુઠે આવીઉં હશે તેણે, તે સ્રીને પકડી લીધી, ને લાગલુંજ તે તેણીને બોસા લેવા મંડી ગયું.

આ આદમી એટલું બદશીકલ હતું કે તેને જોતાંજ તાહાડ વાગે. તે ઠીંગણાં કદનું, ચીમપાનજી વાંદ-

રા જેવું, ખુંદું, લાંબા ટુંકા પગ, ને બેડોલ મોટા દાંત વાળું હતું. તેણે રેસમી અસતરનો, આસમાની મખમલનો, ઉંચી કીંમતનો ડગલો પેહેરેલો હતો, કંમરે તલવાર લટકાવેલી હતી, તથા માથે પીંછની કલગીર વાળી, હીરાના જડાવની ટોપી, લગાર પતરાઈથી છેકજ વાંકી મુકેલી હતી.

આવાં ભયંકાર પ્રાણીની ગોદમાં પોતાને સપડાયલી જોઇ પેલી સ્ત્રી ભયભરેલી ચીચયારીઓ પાડવા લાગી. પેલું બદશીકલ આદમી તલવાર ઉપર હાથ નાખી પોકારીઉં, "ચુપ, ચુપ; મોહું પકડજે, નહીં તો તલવાર ભોકી દઇશ!" પણ પછે લગાર થંડુ પડી બોલીઉં, "માફ કરજે, માફ કરજે, આખો વખત લડાઇ તથા ખુનરેજીમાં ગુજરતાં હું એટલો બેપરવા થઇ ગયોછ, કે સ્ત્રીને તલવાર ભોકાય નહીં તેનીબી યાદ રાખતો નથી."

"દુર થા, મને મુકી દે, ઓ દૈતય, રાક્ષસ!" લેડીએ પોકારી બોલી.

"મીઠી અબલા," તે બોલીઉં, "તને કેમ કરી મુકી દેવાય?"

"નીકળ! દુર થા!" પાછળથી એક પોકાર સંભળાયો, "અથવા નહીંતો જીવ જાશે!"

આમ પોકારતો, કોઇ સુંદર જવાન હાથમાં સમશેર લઈ પેલાં બદશીકલ આદમી સામે ધસી આવીઓ; મગર, તેને જોતાંજ, યાતો તેની બદસુરતીથી

કમકમી, અથવા નહીંતો તેને કોઇ ઓળખીતું આદમી જાણી, તે લગાર ડચકી ગયો. ગમે તે હોવો; મગર પેલું બદસુરત આદમીતો તેને જોતાંજ, હસવા થકી પેહેલાં જરા ડાચું વકાસી, પછે, ભાંડની પેઠે એકેદમ હસી પડી, જંગલ વચ્ચે નાબુદ થઇ ગયું."

પેલી સ્ત્રી બચારી ધાસતીથી બેસુધ જેવી થઇ ભાંય ઉપર પડી ગઇ હતી, જે જોઇ પેલો જવાન શખસ તેણીની મદદે દોડી આવીઓ. છોકરો બચારો ઘભરાઇ ગયો હતો તે ગરગર રડી ડુચકાં ખાતો તેણીનો હાથ પકડી તે ઉપર બોસા લેવા મંડ્યો, ને દાસીએ નદીમાંથી પાણી લઇ તેણીનાં મોઢાં પર છાંટયું.

એ રીતે, તે જ્યારે પાછી સુધીમાં આવી તયારે તેણીની નજર એક અતયંત ખુબસુરત જવાન શખસ ઉપર પડી, જે તેણીને થોડા વખત આગમજ સતાવનાર બદશીકલ આદમી કરતાં તદન જુદીજ કીસમનો હતો; એનું મોઢું હસતું ને આંખો મીઠાસભરેલી હતી, તથા પેલાં બદશીકલ આદમીએ ભપકાદાર પોશાક પેંહેરેલો હતો તેને બદલે એનો પોશાક તદનજ સાદો હતો.

પેલી સ્ત્રી હુશયાર થવા પછે તેણીનો હાથ પકડી તેણીને ભાંયપરથી ઉઠારી એ તેણીની રજાથી તેમને મેહેલ સુધી મુકવા આવીઓ, ને તેમને મેહેલમાં પોહોંચાડી જયારે એ પાછો ફરીઓ તયારે તે સ્ત્રીએ આંસુભરી આંખોસાથે તથા છોકરાએ એને ગલે લાગી એનો

ઉપકાર માનીએ ; મગર, તે સ્ત્રીનું નામ ' લેડી ગ્રે' હતું એવું સાંભળતાંજ એ લગાર નાખુશ થતો હોય એવો લાગો.

"અફસોસ! અફસોસ! 'ગ્રે' નું નામ સહુનેજ અ-નગમતું છે!" તે સ્ત્રી ડચકાં ખાતી બોલી.

"ના, ના, મીઠાં બાઇ," તે જવાન નરમાશથી બોલીઓ, "તે નામ એવું છે કે જેને દોસ્તો તેમજ દુશમનો તરફથી એકસરખું માન ઘટેછ; ને જે, જેટલું તેની નામદારીથી, તેટલુંજ, (તે લગાર શરમાઈ બોલીઓ) તેની ખુબસુરતીથી, વાહાલું લાગવું જોઈએ. પણ, બાઇ, તમો થોડુંક થયું રાજાને કંઇ અરજ કરોછો-ની? જોવા મેલે, તમો તમારી જપત થયલી માલકત પાછી માગતાં હશો?"

"અરજ તો હું ઘણું થયું કરૂંછ," તે બોલી, "મગર, રાજા કંઇ સાંભળતો નથી."

"પણ, બાઈ, રાજાના મળતીઆઓમાં એવાંબી આદમીઓ છે કે જેઓ 'લાંકસટર' ના પડી ભાગેલા વંશના કમતાલેના મળતયાઓની કદર ખાએછ. હું બી, રાજાનીજ નોકરોમાં છું; માટે, હું, એડવરડ રૂબ નથી,' જો તમારે થકી કંઈ બનશે, તો મોટી ખુશીથી હું તમને મદદ કરીશ."

"ખુદા તમારૂં ભલું કરજો! ઉદાર દીલના સાહેબ અગર તમોથી હમારે થકી કંઇ બનશે તો સદાનાં હમો તમારાં ઉપકારી રહીશું."

"કંઇ ફીકર નહીં, બાઇ, મારાથી બનશે તેટલું કરીશ." આમ કહી, 'એડવરડ રૂબન' ચાલતો થયો.

ફક્ત આટલીજ વાતથી એ બંનેનાં દીલમાં એક બીજાં વીશે બેહદ મમતા બેઠી. 'એલીઝબેથ ગ્રે' નાં મનમાં પોતાના ખાવંદની જાગીરો પાછી મેલવવાનો ખયાલતો ઘણું થયું ભમતોજ હતો; મગર, હાલ તેણીનાં જીગરમાં કંઇ નવોજ ખયાલ ઉભો થયો, જેમાં તે એટલી બધી રોકાઇ કે બીજી સંધી વાત એકકોરે રહી.

બીજે દીવસે, 'એડવરડ રૂબન' પાછો આવીઓ તયારે, તેમની પેહેલી મોલાકાતે ઉસકેરાયલો પીયાર બંનેનાં મનમાં વધારે કાયમ થયો, ને અંતે બંને વચ્ચે એવું ઠરીઉં કે એડવરડ રૂબને રાજાને સમજાવી તેણીની જપત થયલી જાગીરો પાછી અપાવતાં વારજ 'એલીઝબેથ ગ્રે' એ તેનીસે પરણવું. પછે, એક બીજાંને હેતથી ભેટી, તેઓ છુટાં પડયાં.

'એડવરડ રૂબન' જવા પછે હવેતો 'એલીઝબેથ' ને તેણીનો મેહેલ છેકજ ઉજડ જેવો લાગો. તે ગયો તે વખતે તેણીએ તેને પોતાની માતા ઉપર કાગળ લખી આપીઓ હતો, કે તે ઘણો ભલો ગરહસથ હતો, તથા રાજાને સમજાવી તેમની જાગીરો પાછી અપાવનાર હતો; પણ આ કાગજનો તેણીને ફક્ત એટલોજ જવાબ મળીઓ હતો, કે પોતે જાતે આવી તે કાગજ પોહોંચાડવાની વતી, એડવરડ રૂબને તે કોઇ બીજાં આદમીને હાથે મોકલાવીઓ હતો, અને તયાર પછે તેની

તરફથી કંઇ વધુ સંધેસો મળીઓ ન હતો. દીવસો, અઠવાડયાં, ને મહીના, એકેક પછે વહી ગયાં; મગર, તે છતાં, પોતાની જાગીરો પાછી મેલવવાની 'લેડી ગ્રે' ની આશાતો ડામાડોલજ રહી. રાજા, હવેતો,તેણીની માતાની મોલાકાત વતીક લેવા ના પાડતો હતો, ને જો કોઈવાર અકસમાતથી તેમનો મેલાપ થતો, તો તે તેણીને કોકું આપતો નહીં.

"અફસોસ! અફસોસ!" લેડી ગ્રે બોલતી, "શું મુસીબત મારી પુઠ કબી મુકશેજ નહીં, કે આટલી એક આશા મેં એ સુંદર જવાનના પીઆર તથા મેહેરબાની ઉપર બાંધી હતી તે વતીક ફોકટ ગઇ? પણ, એવી તકલીદી આશા તે કાંહાંથી પાર પડે? એડવરડ રૂબન, હવે હું નક્કીજ જાણું છ, કે બેઇમાન નીવડયોછ, ને તેથી, મારે હવે તેને ભુલી જવો જોઇએ."

એક દાહાડે પોતાના બાગમાંની બેઠક પર બેસી, તે સુંદર અબલા ઉપર મુજબના વીચારોના બળાપામાં હતી. નદીનાં પાણી તેણીની સામે સામાં ઉછળતાં હતાં; અને, 'એડવરડ રૂબન' જોડે તેણીની પેહેલી ઓળખાણ થઇ તે વખતે બનેલી હકીકતો એકેક પછે તેણીનાં મનમાં રમતી હતી, તેટલાં પાછળની ઝાડીનાં પાતરાંમાં કંઇ ખખરાટ સંભળાયો, ને પાછું ફરી જોતાંજ, તેણીએ ધારીઉં હતું તેમ, 'એડવરડ રૂબન' નહીં, પણ, તેણીનો નામદારી તથા જવાંમરદી માટે મશહુર થયલો નામવર કાકો 'સર વીલયમ વુડવીલ' તેણીની સામે આવી ઉભો.

"આવો, આવો, મેહેરબાન કાકાજી! ભલે તમો પધારીઆ; મગર, મારાં માતાજી કનેથી શી ખબર લાવીઆછ?"

"નાખુશ, દલગીરીભરેલી ખબર લાવીઓછ, બેટી." તે કપાળે હાથ ધરી બોલીઓ.

જે બેઠક ઉપરથી, પોતાના કાકાને જોતાંવાર, તે બાનું ખુશીથી ઉછળી ઉભી થઈ હતી, તે ઉપર નાસીપાસીથી પાછી પડી, તે ગમગીન અવાજે બોલી, "કહીદો, કહીદો, તયારેતો, નામવર; જે જાણતા હોવો તે તુરત કહીદો; હું નક્કીજ માનુંછ કે મારી છાતી અત્યારથીજ બળાપાએ ગુંગળાઇ રહીછ તે એકેક પછે આવતાં દુઃખોનાં દબાણ હેઠળ હવે જલદીજ ફુટી જશે!"

"મીઠી અબલા," સર વીલયમ બોલીઓ, "હું તને કેહેવા આવીઓછ, કે રાજા આપણું કંઇજ સાંભળતો નથી. 'એડવરડ રૂબન' નામના કોઇ જવાને વગરકારણે આપણાં કામમાં માથું ખોસી, સંધો બીગાડ કીધોછે. એ જવાનને હાથ આપણું કામ સોંપવાથી તો, રાજા વધારે કોપાયમાન થઇ ગયોછ; સબબ જે, તે નામવર ઘોડુંક ઉપર આ જંગલમાં શીકાર કરતો હતો તે વખતે, એજ આદમીએ 'ગલૉસટર'ના અમીરને તલવાર ભોકવાની ધમકી દીધી હતી."

"અરે, અરે!" તે સ્ત્રી હાથપર હાથ ઘસી બોલી, "શું તે ઉદાર મનનો સખી જવાન, જેની ઇમાનદા-

રી ઉપર હમણાંજ હું શક લાવતી હતી, તે મારે ખાતર એટલા બધા જોખમમાં આવી પડયોછ; અને પેલું કદરૂપું, બીહામણું આદમી, જેની નજીસ ચુંગાલમાંથી તેણે મને છોડવી હતી, તે શું 'ગલૅાસટર' નો અમીર હતો ? તયારે તો, હું પાયતખતે દોડી જઇશ—રાજાને પગે પડીશ—ને તે નામવરની ખાતરી કરીશ, કે તે બહાદુર જવાને પોતાની તલવાર નીરદાશીઓની કુમકે ને દુઃખીયારાંના બચાવમાં ખેંચી હતી. હું તેને બચાવીશ—ગમે તે થતાંબી તેનો જીવ ઉગારીશ!"

'એલીઝએથ,' આમ બોલી, લાગલીજ પાયતખતે ધસી જતી હોય તેમ ઉઠી ઉભી થઇ હતી, તેણીને થોભાવી, તે ઉમરાવ નરમાશથી બોલયો, "થોભ, થોભ, બેટી; હવે કંઇ વળણાર નથી—'એડવરડ રૂબન' નો જીવતો કેવારનો લેવાઇ ચુકો."

"લેવાઇ ચુકો !" તે ચીસ પાછળ ચીસ પાડી, દરેક અવીયયમાં ધ્રુજી, પોકારી, "તમો ગાંડા થઇ ગયાછો—કે મારૂંજ માથું ઠેકાણે નથી?"

"હું સાચ્ચુંજ કહુંછું, બેટી; પણ તું જરા ધીરી પડ. વધુતો હું કંઈ જાણતો નથી; પણ એટલું મને ખબર છે, કે જે જાસુસ દરબારેથી સંધેસો લાવીઓ કે રાજા આપણી અરજ નામનજુર રાખેછે, તેજ એ વાતબી કેહેતો ગયો."

"અરે, અરે! તે બેરેહેમ, બદમસ્ત ખુનીનું ન-

ખોત વળજો!" એલીઝબેથ કોપાયમાન થઇ પોકારી. "અરે—રે! એડવરડ રૂબન નાં માથાંનો એકકો બાલ હજાર હજાર 'ગલૉસટર' ને તોલનો હતો! અરે! એ બેતમાહુ, બેસલુક, બદસુરત દૈતયનું—એ આદમીની સુરતના ઘઉલનું—સદાનું નખોત વળજો! કાકાજી સાહેબ, તમો તલવારનો વાપરી જાણોછોની?"

"અલબતાં, બેટી, મારી તેજ તલવારે મારી જવાનીના વખતમાં કંઇ થોડું કરીઉં નથી."

"તયારેતો, બેંચો, નામવર, તે મારી તરફથી! નીરદાશીઓનું દુ:ખ નીવારણ કરવા ને લાચાર આદમીઓની સંકટ ટાળવા, તે મેયાનથી બેંચો—ને એ આદમીની સુરતનાં હેવાન, ગલૉસટરના અમીરને પકડી કાઢી એનું કાળજું વીંધો!"

"કેમ, કેમ, બેટી?" તે ઉમરાવ પોતાની બેશીની એ ચાલથી તાજુબ થઇ લગાર હસી બોલીઓ, "રાજા તમારી અરજ નામનજુર રાખશે એમ શું તમો આગમજથી ધારતાંજ ન હતાં, કે હમણાં છેકજ એટલાં બાહાવરાં બની જઓછ!"

"અરે, પણ, મારા નામવર કાકા," તે સ્ત્રી રડી પડી બોલી, "આપણું કામ બજાવતાં તે પરોપકારી ગ્રહસ્થ મારીઓ ગયોની!"

"ખુદા તેને બેહેસ્ત બખશજો!" તે ઉમરાવ ગંભીરાઇથી બોલીઓ, "મગર, મીઠી 'એલીઝબેથ,' હવે, ગઇ ગુજરીનો બળાપો કરવો બેજા છે. તે કરતાં, હજી,

આવતા વખત સારૂ કંઇ બને, તો સારૂં. રાજા, હુજી બી, વખતપર, સમજશે. માટે, ચાલ, તું, વેહેલી, રાજ મંદીરે; તેને પગે પડ; તારાં બાપ વીનાનાં બાળકો તેને બતલાવ, તારો વીધવાનો પોશાક તેને જોવા દે, સહુથી વધારે—તારો નીરદોશ, પવીત્ર ચેહેરો તેને દેખાડ; એટલે, હું નક્કીજ માનુંછ, કે 'ગ્રોબી' ની ઓહોળી જાગીરો ફરી તારી થશે."

"શું, ખુનીને પગે તમો મને પડાવોછો?—એડવરડ રૂબન' નાં ખુનથી જે હાથ ખરડાયા,તેમને બોસા લેવા ફરમાવોછો? બળીઉં, મારૂં જીવતર!" તે ડચકાં ખાતી બોલી.

"તયારે, મરજો, 'સર જૉન ગ્રે' નાં ફરજંદો!" તે ઉમરાવ બોલીઓ, "મરજો, તેની વીધવા! ને તેના બુલંદ મેહેલમાં કંગાલીયત ને ભુખમરાનો વાસો થજો!"

"નારે, નહી!" 'એલીઝબેથ' વચમાંજ બોલી, "હવે મુજ ઉપર પુરતી અસર થઇછ. ખચીતજ હું ભુલતી હતી. હું એ સીતમગાર રાજાને પગે પડોશ—મારાં આંસુ લુછી નાખોશ—મારૂં મોહું હસતું કરીશ—મારાં ફરજંદોનો લુટાઇ ગયલો વારસો પાછો મેલવીશ, અને પછે——"

"પછે, સુખે બેશીશ?" તે ઉમરાવ બોલીઓ.

"નહીં, નહીં, પછે ઘોરમાં દટાઇશ!" તે રડતી રડતી બડબડી.

સર વીલયમે જેવું જોયું કે તેની ભતરીજી તેનાં કેહે-

વા મુજબ રાજમંદીરે આવવા તૈયાર હતી,તેવોજ, વધુ ઢીલ નહી કરવે, તે તેણીને પાયતખતે લઇ ચાલીઓ.

મારગમાં, કંઇબી નોંધી લેવા જોગ બનાવ બનવા વીના, તેમની મંજલ પુરી થઇ. 'એલીઝએથ ગ્રે' જલદીજ તેણીની માતાની ગોદમાં ચંપાઇ, ને એ બંને બાનુઓએ સાથે પોતાનાં દુ:ખનો વીલાપ કીધો. પછે, એ બંને બાનુઓ, તથા એમના બેહુ બાળક છોકરા, ને સર વીલયમ બુડવીલ, રાજાની મોલાકાતે મંદીરે ચાલીઆં.

રાજા પોતાનાં ખાનગી દીવાનખાણાંમાં બીરાજેલો હતો, જયાં તેની જોડે થોડાક ચુનંદા ઉમરાઓ વતરોગે બીજા દરબારીઓ હતા નહીં.

દરબાંનોએ એમનાં આવવાની ખબર કરતાંવારજ, તે બોલીઓ, "અરે, એ વઢકણી વીધવા શું હજી મારો પીછો મુકતીજ નથી? આજેવેર એની માતાએ મને સતાવીઓ, ને હવે એ પોતે જાતે મને ચેહેરો દખાડાવી લલચાવવા આવીછ, શું?"

"અને, તેમાં કશો શક નથી, નામવર;" 'મોનટેગ' નો અમીર બોલીઓ, "તે એટલી ખુબસુરત છે કે માહાતાબ તેને જોઇ લરજી જાય!"

"શું તું સાચ્ચું કહેછે, ભાઇ?" રાજા બોલીઓ, "તયારેતો, તેણીને આવવા દો!" પછે પોતાના જરી જામાનો ઘેર સરખી કરી, જરા તરો થઈ, તે લગાર દમામથી તખત ઉપર અઢેલાયો.

દીવાનખાણાંનું બારણું ઉઘડયું, ને અરજદારો અંદર પેઠાં. 'લેડી ગ્રે' નો હાથ તેણીનો કાકો ધરી ચાલતો હતો, ને તેણીનાં બાળકોના હાથ તેણીની માતાએ પકડ્યા હતા. એ રીતે તેઓ દીવાનખાણાંમાં પેસતાંજ, 'લેડી ગ્રે' ની ઓચંબો પમાડનારી ખુબસુરતી જોઇ સરવે છક્ક થઇ ગયાં. તે માથું નીચું કરી, રાજા તરફ જોવાની બીલકુલ હીંમત નહીં કરતાં, બીહીતી બીહીતી આગળ વધી.

"મારે બખશીશ માગવીછે—કંઈ અરજ કરવી છે, માહા મોહોટા રાજા !" તે તખ્ત પાસે પડી બોલી.

"ઉઠી જા, નામવર બાનું," રાજા નરમાશથી બોલીઓ, "ને જે માગવું હોય તે સુખે માગી લે."

"અરે !" એમ પોકારી, જાણે રાજાનો અવાજ ઓળખાયો હોય તેમ, 'એલીઝબેથ' જરા ડચકી ગઇ, અને પછે, ઉંચે જોતાં, રાજા ઉપર નજર પડતાંવાર, તેનો ચેહેરો 'એડવરડ રૂબન' ના જેવો જોઇ, તેણીથી ખુશાલી તથા તાજુબીની એક ચીસ પડાઈ ગઈ. મગર, તે ખુશાલી જલદીજ વહી ગઇ, ને તે દેહેસ્તમંદ થઇ, માથાંથી પગવેર ધ્રુજી, પોકારી, "માફ કરજો ! મહા મેહેરબાન મુરબ્બી—માફ કરજો !"

"માફ કરૂં ! મીઠી 'એલીઝબેથ," રાજા તખ્તપરથી ઉતરી, તેણીને ઉઠારી, બોલીઓ, "શું માફ કરૂં—? પણ, સુંદર અબલા, તમો કંઇ અરજ કરનાર હતાની ?"

"અરજ કરવીછે, નામવર," તે બોલી, "કે, આ મારાં નીરદોશ બાળકોને, તેમના મરનાર મુરબ્બીની જાગીરો પાછી આપો. નામવર બાદશાહ, મારી અરજ મંજુર રાખજો; બાપના ગુનાહની સજા ફરજંદોને આપશો ના ; અને, નામવર બાદશાહ, તમને નહી ઓળખવાને લીધે, એમની માતાથી કોઇ રીતની બેઅદબી થઈ હોય, તો તેનો કોપ, એમના ઉપર ઉતારશો ના!"

"તારી અરજ મંજુર રહીછ, સુંદર અબલા," રાજા બોલીઓ, "ને ખુદા તમને આબાદાની બખશજો ! પણ, હવે, અરજ ગુજારવાની મારી વારી આવીછ. તમો એ 'એડવરડ રૂબન' ને વચન દીધો હતો તે તમને યાદ હશે—એ વચન એક સરતથી આપીઓ હતો ખરો, મગર, તે સરત હવે પુરી પડીછ. તે બાપડા જવાનને—ખુદા બેહેસ્ત આપજો !—કાંકે, તે હસતીથી નાબુદ થયોછ. રાજા 'એડવરડ' જેવો રાજમંદીરે પાછો ફરીઓ, તેવીજ તેણે 'એડવરડ રૂબન' ની હયાતી ખતમ કીધી."

"ફરી, પગે પડી, હું માફ માગુંછ, ઓ બુલંદ બાદશાહ !" તે સ્ત્રી બોલી, "તમો નામવર, જેઓ લાચાર વીધવા તથા નીરદોશ, બાપ વીનાનાં ફરજંદોને માથે થયાછ, તેમના ઉપર હજારો હજાર દોઆ હોજો ! તમોએ જે જાગીરો સપુરદ કીધીછ, તેના મળતાઓ સદા તમારાં રાજનાં રક્ષણમાં રોકાશે ; મગર,

તમો નામવરની દાસીની, એ રીતે, થઠા કરશો ના' ને અજાણપણે તેણીથી વાંક થયો હોય તેની ક્ષમા કરજો !"

"પણ, તારી રજામંદી છતાંબી, હજી હું "લાચાર વીધવા" તથા "બાપ વીનાનાં ફરજંદો"ને માથે થયો નથી. નામવર બાનું, જો, તયારે, 'એડવરડ રૂબન' ના એકલા હક્કદાર વારસ તરીકે, હજારો વચનો સહીત તેને બખશેલો આ હાથ, હું માગી લઉંછ. મારા અમીરો ને નામવર મારા ઉમરાઓ," તે, તાજુબથતા દરબારીઓ તરફ ફરી, બોલીઓ, "નમો, તમારી રાણીને !"

"ખુદા રાણી 'એલીઝબેથ' નું રક્ષણ કરજો !" ઉમરાઓ સંધા એક અવાજે પોકારીઆ, "જુગ જુગ જીવજો, વીલાયતની નામવર રાણી !"

"અને, હવે, મારા મુરબ્બી, 'કયાનટરબરી' ના ગુરૂ," રાજા બોલીઓ, "આજના દીવસની તાજુબીમાં હજી તમારો ભાગ બજાવવાનો બાકી રહ્યોછ."

આમ બોલતો, 'લેડી ગ્રે' નો હાથ ધરી, રાજા તેણીને રાજમંદીરનાં દેવળમાં લઇ ગયો. તેણીની માતા તથા ફરજંદો, સર વીલયમ વુડવીલ, ને 'કયાનટરબરી' નો ગુરૂ તથા દરબારીઓ, પાછળ ચાલીઆં. તયાં, રાજા ને અરજદાર વચ્ચે, લગણનો ગાંડ જલદીજ બંધાયો—તેજ અરજદાર કે જેણીની પાસે, થોડાજ વખત આગમજ, ખાવા પુરતું નાણું વતીક હતું નહી.

આ લગણ ગ્રાફ્ટનમાં થયાં હતાં; માટે, રાજાના

સંધા ભેરખાં દરબારીઓએ એને "ગ્રાફ્ટનની ગંમત" એવું નામ આપીઉં; મગર, 'વૉરવીક' † ના અમીર તથા તેના મળતયાઓને, ખાનગી સબબોને લીધે, એ લગણ થપલાં પસંદ નહીં પડવાથી, તેઓ રીશના મારીઆ કોઇવાર એને "ગ્રાફ્ટનની ગગરણા" કરી કેહેતા.

† એ અમીરને ચોથા 'એડવરડ' બાદશાહે, ઈ૦ સ૦ ૧૪૬૪ માં, 'ફરાનસ' ના રાજાની બેહેની 'બોના ઑવ સેવૉય' જોડે પોતાનું કારજ કરવા થકી મોકલીઓ હતો; મગર, એ પાછો ફરે તે આગમજ, તેણે, ઉપલી વારતામાં લખવા પરમાણ, 'એલીઝાબેથ ગ્રે' જોડે પરણી, 'વૉરવીક' તથા તેના મળતયાઓને રીશ ચઢાવી હતી. એમ થવાથી; દેશમાં મોહોટ મોહોટાં બંડ, બખેડા તથા ફીતુર ઉઠયાં હતાં, ને રૈયતના જાન માલને હાણી પોંહોચી હતી; મગર, આકેખત, રાજાનીજ ફતેહ નકી થઇ હતી, ને વૉરવીક લડાઇમાં કપાઇ મુઓ હતો.



# 'રીચરડ' રાજાની રમત.

વીલાયતનો 'રીચરડ' બાદશાહ, જેને, ઇતીહાસકરતાઓ "શીંહની છાતીના 'રીચરડ'" નાં નામથી ઓળખેછે, તેને, 'જરૂસાલેમ'થી પાછો ફરતાં 'ઑસટરીઆ'ના શાહાનશાહે કેટલુંક સુધી કેદ રાખીઓ હતો.

'રીચરડ' રાજાનાં જોર તથા શુરાતણની ચોમેર થતી તારીફ સાંભળી શાહનશાહનો એકપુરો બેટો 'આરથર' એની જોડે કુઅત અજમાવવા ઘણું થયું આરજુમંદ હતો તેની ખાએશ પાર પાડવાની હવે તક મળી. ઠરાવેલે દીવસે, રાજાને બંદીખાનેથી લાવી, રાજમંદીરના ચોકમાં, શાહજાદા સામે ઉભો કરવામાં આવીઓ. લોકોની મોહોટી ભીડ તથા દરબારીઓના ઠાઠમાઠ વચ્ચે, શાહનશાહ તથા શાહનશાહજાદી ને શાહજાદી 'મારગરેટા' તમાસો જોવા ઉભાં. રાજાનું જબરૂં જોર તથા બેદેહેસ્ત ચેહેરો જોઇ, શાહજાદી, જેણીએ એની ઘણી તારીફ સાંભળી હતી તે, હેરત રહી. એકગમથી રાજાની તેણીએ દયા ખાધી, ને બીજીગમથી પોતાના એકપુરા ભાઇની સલામતીની આશા મુકી.

આટલામાં, 'આરથર' પોકારીઓ, "વીલાયતના રીચરડ, તું મારો સરસાઇ કબુલ રાખ; નહીંતો નાહેક મારીઓ જશે."

"ઑસટરીઆ'ના શાહુજાદા," રીચરડ પોકારીઓ, "તાહુરો નામવર બાપ મને તારાં મીણાં સંભળાવવા હ્યાં લાવીઓ નથી. હું, તારો હરીફ, તારા હાથનો જરબ ઝીલવા તૈયાર ઉભોછ; માટે, તુમાં કુઅત હોયતો દખડાવ."

શાહુજાદી વચ્ચે દોડી જઇ પોકારી, "થોભજે, થોભજે, આરથર; રાજાની સરસાઇ તું કબુલ રાખ. મને તું થકી કંઈ અજાયબ ધાસતી લાગેછ."

"વાહાલી બેહેન, દુર થા." એમ કહી, શાહુજાદાએ પોતાનો જોરેમંદ હાથ ઉંચો કરી, રીચરડનાં માથાંપર જોરથી એક જબરદસ્ત મુક્કી મારી. શાહુજાદી ચીસ પાડતી પાછળ હટી; મગર, તે જબરદસ્ત મુક્કીથી રાજાપર કાંઇજ અસર થઇ નહીં એવું જોઇ હેરત રહી.

'રીચરડ' હલવે બડબડયો, "કોઇએ મને કંઇ મારીઉં શું?" પછે, પોતાના હરીફનો હાથ પકડી, મશકરીને ખાતર તેની તારીફ કરી, બોલીઓ "તુંતો જબરો પેહેલવાન દીસેછ, ભાઇ; માટે, મારે હવે જરબ મારવો નથી."

"નહીં, નહીં." શાહુજાદો બોલીઓ, "તુંએ જેમ જરબ ઝીલીઓ તેમ હવે મારે ઝીલવો જોઇએ. ચાલ, તયારે, તુંમાં કુઅત હોય,તો, દેખડાવ; નહીંતો, મારી સરસાઇ કબુલ રાખ."

રાજાએ, લાચાર થઇ, પોતાની જોરેમંદ મુક્કી હ-

વામાં ધુમાવી, લુહાર હેરણ ઉપર હથોડો ઠોકે તેમ, શાહજાદાનાં માથાંસે ઠોકી; ને, શાહાજાદો તતકાળ મરણ પામીઓ !

"અરે-રે! મારો કુંવર મારીઓ ગયો!" શાહનશાહજાદી ચીસ પાડી બોલી, ભાંયપર તુટી પડી.

લોકો સંધાં, શાહજાદાની મદદે દોડયાં; પણ, ગમે એટલું કરતાંબી, એકવાર જે જીવ ગયો તે પાછો આવીઓ નહીં. શાહનશાહજાદી ભાંયપરથી ઉઠી, શાહજાદાનાં મુડદાંપર પડી, વીલાપ કરવા લાગી, ને શાહનશાહે દાંત પીસી, થરથર ધ્રુજી, ફરમાવીઉં, કે બંદીવાનને વધારે ઉંડા ને બીહામણા ગારમાં ફેંકી તેના પગમાં વધારે ભારી બેડીઓ ઠોકે. શાહાનશાહના હુકમનો બોલેબોલ બજાવવામાં આવીઓ; રાજાને મજબુત સાંકળો તથા વજનદાર બેડીઓથી સોકરી' એક મોહોટાં, ડરામણાં ભાંયરાંમાં કેદ કરવામાં આવીઓ. પણ, આથી તેની હીંમત ઘટી નહીં. તેણે ધીરજથી પોતાનું દુઃખ સોસીઉં; ને આવાં ડરામણાં બંદીખાણાંમાં વતીક લાવણીઓ તથા દીલખુશ ગાયનો ગાવા માંડયાં; જેથી તેના પેહેરાગીરો તેમજ લોકો, જેમનામાં આ વાત આશકારા થઇ હતી, તેઓ હેરત રહ્યાં.

એક રાતને છેટે, એ રવેશ રાજા લાવણી ગાઇ જરા મુગો બેઠો હતો તેટલાં, બંદીખાનાંનો દારોગો હાથમાં મશાલ પકડી, કોઈ સુંદર અબલા જોડે, તેની સામો આવી ઉભો. રાજાએ હેરતમંદ થઇ એ અ-

બલાનું મોહોડું તપાસી જોયું તો 'મારગરેટ' તેને ઓળ ખાઇ આવી. તે બોલી, "નામવર રાજા, આવાં ડ-રામણાં બંદીખાણાંમાં વતીક તમને ગાવા વીના ચા-લતું નથી શું?"

"સુંદર શાહુજાદી, તું જેવી પરી, નજદીક હોય તયારે, કોણને ગાવા ગમે નહી?"

આમ બોલી, તેણે, શાહુજાદી લગાર શરમાઇ નીચું જોતી હુતી તેણીની ગમી, ટીકી ટીકીને જોયું; અને તેણીની ખુબસુરતી જોઇ તે હેરત રહ્યો.

શાહુજાદી લજવાતી લજવાતી બોલી, "નામવર રાજા, હું તને છોડવવા આવીછ; મગર, હું તને બંધમાંથી છોડવું, તો, તું, મારો દયા ખાઈ, મને તારી જોડે લેતો જશોની?"

રાજા બોલીઓ, "હા, સુંદર અબલા, આપણ વીલાયત જઇ, પરણી, મોજમાં દીવસ ગુજારીશું; માટે જલદી, તું, મને છોડવ."

શાહુજાદી બોલી, "હાલ મધરાતનો વખત થવા આવીઓછ. મંદીરમાં તેમજ મંદીર બાહેર સંધાં ભરઉંઘમાં પડેલાં છે; તોપણ કીલ્લાના મોહોટા દરવાજા વચ્ચેથી આપણાથી જવાશે નહીં; માટે, આપણ હ્યાંથી નીસરણીવતે મંદીર ઉપર ચઢીશું, ને તાંહાં-થી અગાશી ઉપર થઇ, પાછળા ચોકમાં ઉતરી, આ ચાવી મારી પાસે છે તે વતે બારણું ઉઘાડી, આપણા થકી, તથા આ વીશવાસુ દારોગા થકી, ઘોડા તઈ-આર છે તેપર બેસી, ઉગટ રાહે નીકળી જશુ."

"આફ્રીન, આફ્રીન, સુંદર શાહજાદી, મારતે ઘોડે દોડીશું તો સવાર પડતાં આગમજ 'ફ્લાનડ-રસ'નાં એકાદ બંદરે જઇ પુગશું, જ્યાંથી આપ-ણને વીલાયત જવા કોઈબી વાહાણ મળી આવશે."

એ રવેશ એમની મસલત ચાલતી હતી તેટલાં બંદીખાનાં બાહેર શાહનશાહ તથા શાહનશાહજાદીના અવાજ, ને પેહેરાગીરોના હથીઆરોનો ખખરાટ સંભ-ળાઓ, ને "જતી રહી"! "તે નાહાસી ગઇ!!" એમ પોકારતો શાહનશાહ તેમની સામે આવી ઉભો.

પોતાની બેટીને રીચરડ પાસે બેઠેલી જોઈ તે દીવા-ના મીસાલ પોકારીઓ, "અરે—રે, જુઓ, તે નાપા-ખ, હ્યાં, આ ખુની રાજાની ગોદમાં બેઠીછ. મારો! મારો! એ ખુની રાજાને ઠાર કરો!"

પેહેરાગીરો રીચરડને તલવાર ભોકવા દોડયા; મગર, શાહજાદી વચ્ચે પડી, "ના—ના—એને મારશો ના"! એમ પોકારતી, તલવારોના જખમોથી વીંધાઇ, ભોંયપર પડી, મરણ પામી.

શાહનશાહજાદી ચીસ પાડી પોકોરી, "અરે—રે! મારી બેટી મરી ગઈ—તેણીનું કાળજું નીકળી પડ્યું! ખુદાનો ગેબી હાથ ઇંગરેજી રાજાને માથે છે; માટે, એને છોડી દેવો જોઇએ—અરે—રે! મારાં બંને ફરજંદો ગુમ થયાં!"

શાહનશાહ, થોડો વખત, અચંબો પામી, ગુપ-ચુપ ઉભો, ને પછે દીવાનાની પેઠ અંહી તંહી આંખો

ઘુરકાવી, લથરતે અવાજે પોકારીઓ, "આપણા કાફરી શીંહનું ભાંયરૂં એ ખુનીનાં ભાંયરાં સામુંજ છેની?"

"હા નામવર, બંનેનાં બારણાં સામે સામાંજ છે." પેહેરાગીરો પોકારીઆ.

"તયારે, એ ફીતુરીને પાછો ભાંયરાંમાં હનસેલી દો, ને તે જાનવરને એનાપર છોડો. કે તે મારૂં વેર વાળે!"

શાહુનશાહુજાદીએ શાહુનશાહુનો હાથ પકડી લીધો, ને જાણે ના કેહેતી હોય તેમ તેનાં મોઢાં ગમી થોડો વખત જોયું, મગર, તેનો બેદરકાર, પક્કા ઠરાવથી ભરપુર ચેહેરો જોઇ, તે કંઇ બોલી શકી નહીં. આટલામાં, પેહેરાગીરો રાજાને પાછો ભાંયરાંમાં નાખવાની તૈયારી કરવા લાગા; મગર, તેટલાં તે પોતેજ, ધીક્કારભરેલા ચેહેરાથી તેમની તરફ જોઇ, શાંતપણે ભાંયરાંમાં પેઠો.

હવે, શીંહનાં ભાંયરાંનું બારણું ઉઘાડવામાં આવીઉં. શીંહ એક ડરામણો પોકાર મારી બારણાં પાસે દોડી આવીઓ. મશાલોની રોશનીનો ઝલકાટ જોઇ તે લગાર થોડો વખત અચકી ગુસ્સા ભરેલા દેખાવથી ચોમેર આંખો ઘુરકવા લાગો, ને સરવે લોક તેનું મોહોટું કદ ને ડરામણો દેખાવ જોઇ હેરત રહ્યાં. તે આશરે આઠ ફીટ લાંબો ને નજદીક સાડાપાંચ ફીટ ઉંચો હતો. તેની લાંબી ગુછડાંદાર યાલ છેક તેનાં ગુઠણસે લાગી હતી, ને તેના પગનું એકકું નખ બબે તસુ પુર લાંબું હતું. એક ગમથી તેણે પોતાનો આ-

ગળો, જમણો પગ આગળ કરેલો હતો, ને બીજી ગમથી, તે પોતાની મોહોટી દુમ ભાંયપર જોરથી પટકતો, ઘણીજ આતુરતાથી, રાજાનાં, સામેનાં ભાંયરાં ભણી જોતા હતો. એક પળવાર એ પરમાણે ઉભો રહી, તેણે એક ડરામણો પોકાર મારીઓ, ને પછે લાગલોજ રાજા ઉપર કુદી પડયો. શીંહે ઉંચેથીજ કુદી પડવા ધારીઉં; પણ રાજાએ એક મુક્કી એટલા જોરથી તેની છાતીમાં મારી, કે તે હાંફતો હાંફતો ભાંયપર ગરબડી પડયો, ને તેનાં નાખ તથા મોઢાંમાંથી ધુમાડા મીસાલ ફુંફારા નીકળવા લાગા. એકઠા મળેલા તમાસગીરો ખુશાલી તથા વાખવાખીના પોકાર મારવા તોલ હતા; મગર, શાહનશાહનો કોપાયમાન ચેહેરો જોઇ તેઓ ચુપ રહ્યા. શીંહે ફરી કુદવાની પેરવી કીધી; મગર, રાજાએ ફરી તેજ મીસાલ તેની ખબર લીધી. શીંહ, હવે, લગાર પાછળ હટી, પોતાનાં ભાંયરાં સુધી ચાલો, જાણે ધસી આવવા માગતો હોય મગર આવવા ગમતું ન હોય તે મીસાલ ઉભો રહી, પોતાના પંજા વતે જમીન ખોદવા તથા ભાંયપર પુછડું અફારવા લાગો, ને પોતાની યાલના બાલ ઉભા કરી, ડાચું વકાસી, એક મોહોટો પોકાર મારીઓ. શાહનશાહ તથા સીપાઇઓ હેરતમંદ થઇ પાછળ હટયા, ને શાહનશાહજાદી થર થર ધ્રુજવા લાગી; પણ, આટલામાં જયારે તેઓએ રાજાને પોતાનેજ શીંહ ઉપર ધસી જતો, ને છેક તેની હલક સુધી પોતાનો હાથ ચલાવી દેતે

જોયો, તયારે તેમનાં ઘભરાટ તથા અજાયબીનો શુમાર રહ્યો નહીં. એક પળવાર શીંહે લગાર અફડા તફડી કીધી, ને વાંકો સીધો થઇ પોતાના હરીફની જબરદસ્ત ચુંગાલમાંથી છુટવા માગીઉં; જેનાં જોરે કીલ્લાની મજબુત દીવાલો ગોયા થડમાંથી હીલવા લાગી! પણ, પછે જલદીજ, તેનાં ગળાંમાં ઘરટલો સંભળાયો! તેના પગ સેહેજવાર જરા તરફડી, લાંબા થઇ, વગર હીલવે ભોંયપર નખાયા; ને, રીચરડે તેનાં મોઢાંમાંથી હાથ ખેંચી લઈ, તેનું લોહીથી ગદગદતું કાળજું સોકોગમી ધરીઉં!

"આફરીન! આફરીન! ખુદા ધૈરયવાન 'રીચરડ' રાજાનું રક્ષણ કરજો!" સરવે કોઈનાં મોઢાંમાંથી હેરત તથા અજાયબીના આ શબદો નીકળયા, ને સરવે ઝલકતી આંખો ને થરથરતા ચેહેરા સાથે, આચંબો પામી ઉભાં.

શાહનશાહ, ધ્રુજતો ધ્રુજતો રાજા સામે ચાલી આવી, પોકારીઓ, "ખુદાની મરજી સામે, બેશક, કોઇનોજ ચારો નથી. 'રીચરડ' રાજા, મેં તને દુઃખ દીધું તેની સજા અત્યારમાંજ મને પુરતી થઇછ! માટે, હવે, ઇશવરનો કોપ, હું વધારે ખેંચી લેવા માગતો નથી. બોલ, શું, તાહરા છુટકારા થકી આપવા કબુલેલું નાણું તૈયાર છે?"

"ત્રણ લાખ રૂપીઆજ તમો માગોછોની, મહા મોહોટા શાહનશાહ?" 'રીચરડ' ધીક્કાર સાથે બોલીઓ.

શાહનશાહજાદી વચ્ચે આવી, પોકારી, "અરે–રે! હવે એના છુટકારા માટે પૈસા લેશો ના, નહીં તો, મને ધાસતી લાગેછે, જે, વખતે, હજી આપણ ઇ્યાં છીએ તેટલાંજ, આ મજબુત, જોરેમંદ કીલ્લાભાંય ઉપર ગરબડી પડી, આપણને કચડી મારશે."

"ના, નહીં, નામવર બાનુ," રાજા નરમાશથી બોલીઓ, "વીલાયતનાં લોકો કંઇ એટલાં મખીચુસ નથી, કે પોતાના રાજાનું છુટાપણું વતીક ખરીદી શકે નહી—અને એક બારગી તમો મને મુફ્ત છોડી દો, તોયે મારે તમારો ઉપકાર લેવો નથી. હમારા એલચી હાલ તમારી સલતનતમાં આવી પુગાછ, તેઓ, છુટકારાનાં દામમાંના બે ભાગ હાલ ગણી આપવા, તથા બાકીના, ત્રીજા ભાગ થકી, જામીનગીરી આપવા, તૈયાર છે. બોલ, તયારે, શાહનશાહ, તેમની અરજ મંજુર રેહેશે ની?"

"હા, ઠીક છે." શાહનશાહ લગાર અચકી, જાણે હજુગ્રી રાજાને છોડવા ગમતું ન હોય તેમ, બોલીઓ; ને પશીનાનાં મોહોટાં ટીપાં તેનાં કપાળ પરથી ગાલ ઉપર ગરગર ગળવા લાગાં, તેના હોટ લથરીઆ, ને તેનાં મનમાં જે વેદના થતી હતી તેનાં દુઃખે તેના પગ ધ્રુજયા. તોપણ, ઇંગરેજી એલચીઓએ પોતાની કબુલાત પુરી પાડતાં વારજ, તેણે, રાજાને બંદીખાનેથી છોડી દીધો.

પછે, ઇ. સ. ૧૧૯૪ ના મારચ મહીનાની વીસ-

મી તારીખે, 'રીચરડ' વીલાયત આવી પોહોંચીઓ. જયાં એનાં કુઅત તથા નામદારોની તારીફ, સંધાં લોકો, નાહનાં ને મોહોટાં, ગરીબ ને તવંગર વચ્ચે, એક સરખી રીત થવા લાગી; અને, ખચીત કરી, કાફરી શીંહ જોડેની એની લડાઇ, જે એને મનસે રમત સરીખી હતી, તણે, એને માટે "શીંહની છાતીના રીચરડ" નો, લોકોનો માનીતો ખીતાબ મેલવીઓ.

## કમનસીબ કેદીઓ.

હાઈગેટનો મોહોટો કસબો, ઇ. સ. ૧૬૧૧ ના સાલમાં, જયારે એક નાહનાં ગામડાંમાં ખપતો હતો તયારે, 'સર વીલયમ રસલ' નામે, તયાં પેહેલા 'જેમસ' રાજાનો માનીતો કોઇ ઉમરાવ રેહેતો હતો, તે, પોતાનું ખાનગી સંગરહસથાન, ગામડાંનાં ગરીબ લોકોનાં જોવા માટે, કોઇ કોઇવાર ખુલ્લું મેલતો હતો.

એક દાહડે, એ રીતે, સંગરહસથાન ખુલ્લું હતું, ને, વાડીમાં લોકોની ભીડા ભીડ હતી, તેટલાં, કોઇ ગરીબ ફરીઓ, ભીડની વચ્ચેથી રસતો કાપતો, બાગના દરવાજા પાસે આવી લાગો. એ ઘણો નાતવાન દીસતો હતો. એની લાંબી દાઢી એની છાતીસે લાગી હતી, ને એ છેકજ એટલો ઘરડો લાગતો, કે એની પીઠપર જે નાહની ગાંસડી હતી તે વતીક એનાથી મુશકેલે ઉંચકાતી હતી. એક હાથમાં એણે મોહોટી,

લાંબી લાકડી પકડેલી હતી, ને બીજે હાથ આંખ આડે ધરી, જાણે કોઇ ઘરાક સોધતા હોય તેમ, આજુબાજુ જોતો હતો. આટલામાં, પાસેથી કોઈ દાસી ચાલી જતી હતી તેણીને જોઇ, નાખપર આંગલી મુકી, જાણે ચુપ રેહેવા કેહેતા હોય તેમ અસારત કરી, એણે તેણીને પોતાની પાસે તેડી.

દાસી—કેમ ઘરડા, તું શું માગેછે?

ફ્રીઓ—બાઇજી સાહેબ, મારી પાસે નાદર ચીજો વેચવાની છે. ઉંચો સાટીન, રેસમી મખમલ, સુંદર ચરીંગો, હાથનાં તથા પગનાં મોજાં, ગરમ ગલેબંધ, બૈરાંના અંબોરા, ને મુસાફરીને બરની બીજી ઘણીક ચીજો છે.

દા.—પણ, માહરે મુસાફરી કરવી નથી બુઢા, ને હાલ કસાંનો ખપ નથી.

ફ્ર.—પણ તમારી સુંદર સેઠાણી, 'લેડી આરાબેલા'ને, પોહોર ફાટતાં, 'ડરહામ' જવું છેની. તેણીને રસતામાં કામ આવે એવું મારી પાસે ઘણું છે; માટે, તેણીની હજુરમાં તમો મને લઇ જશોતો, તે ઘણી મગન થશે.

દા.—તયાં તને લઇ જાઉં, ઘરડા! તુંએ કેમ જાણીઉં, કે સવારે તે 'ડરહામ' જણાર છે? તેણીની હજુરમાં તુંથી જવાશે એવો ખેયાલ તને કાંહાંથી આવીઓ. જા—જા—નીકલ,—માહરે ઘણું કામ છે.

આમ બોલી, દાસી ચાલી જતી હતી, પણ, ફ્રીઆએ તેણીની પુઠે જઈ, ઘણા કાલાવાલા કરી,

તેણીને ઉભી રાખી. તે લગાર ખીજવાઇ બોલી, "તું કહેછ તોબી શું, ઘરડા?"

ફ.—હું એટલું કહુંછ, કે આટલી વીટી તમો તમારાં સેઠાંણી પાસે લઇ જાઓ ને તેણીને કહો, કે, જે આદમીની આ વીટી છે તે તમને મળવા માગેછ.

દા.—જા, જા, બુઢા; તું કોઈ ઘણો ગાંડો દીસેછ! એ વાત કેમ બને? 'સર વીલયમ રસલ' ની સખત મના છે, કે, બાહેરનાં કોઇબી આદમી સાથ માહુરાં બાઇને વાત કરવા દેવાં નહીં.

ફ઼રીઓ, ગજવાંમાંથી સોનાંની બાંગડીની એક નાદર જોડ કાહાડી બોલીઓ, "જો, બાઇ, આ કેવી સુંદર બાંગડી છે! એવી કોઇ દાહડે કોઇએ દીઠીબી ન હશે. એ, 'પોરટુગલ' ની રાણીએ પોતે ઘડાવી, પોતાના વજીરની બાનુને ભેટ આપી હશે, તે એ બાનુ, અતરે આવી તે વખતે, મને વેચી ગઇછે."

દાસીએ હોંસભરી નજરે એ દાગીણો જોયો, ને, 'પોરટુગલ' ની રાણીની એ બાંગડી તેણીને એટલી પસંદ પડી, કે ખુશાલીથી તેણીની આંખો ઝલકવા લાગી. તે જાણે ભાવ કરતી હોય તેમ બોલી, "બેશક, એ ઘણી નાદર છે, ને, અલબતાં, ઘણી મોઘીબી હશે?"

"નહીં, નહીં, મોઘી નથી." ફ઼રીઓ બોલીઓ, "ને સેહેજમાં તમારા હાયમાં આવી શકશે."

"માહરા હાથમાં આવી શકે!" દાસી બોલી, "ના, ના, એમતો નહીંજ બને."

ફી.—પણ, તમારાં બાઈ સોડે મને લઇ જાઓતો હું તમને એ આપી દઉં.

દા.—નહીં. તે વાત કેમ બને? બાઈ, હમણાંજ, આ ભીડાભીડથી કંટાળી, ઓરડામાં જઇ, જરા એકાંત બેડાંછે. એઓ, આજ કેટલું થયું, એમજ એકાંત બેસી, પોતાનાં દુઃખનો બળાપો કરેછ; તાંહાં તને શી રીતે લઇ જવાય?

ફી.—પણ, તયારે, આ વીટી તેણીને દેખડાવો; તેમાં તો કંઇ ખોટું થશે નહીં ની?

દા.—હા, તેમાં કંઇ નહીં. લાવ, એ વીટી ને બાંગડી મને આપ; હું તાહારૂં કહ્યું કરીશ.

ફીઓએ બંને ડાગીણા દાસીના હાથમાં મુકયા, ને દાસી દોડતી મેહેલમાં ગઇ.

ઉપલાં પાણાંઓમાં જે ઉમરાવજાદીનું વારંવાર નામ દેવાયું તેણીની હવે વાંચાણારને ઓળખાણ આપવી જોઇએ. એ બાનુ પેહેલા 'જેમસ' રાજાની પીતરાઈ બેહેન, એટલે તેના કાકા, 'ચારલ્સ સ્ટુઅરટ,' તે 'લેનૉકસ' ના અમીરની બેટી હુતી; જેથી, ઘાણાં લોકો ધારતાં, કે રાજા કરતાં એણીનો ગાદી ઉપર વધારે હક્ક હતો. એ બાનુ કોઇ નહીં ને કોઇ દાહડેબી ગાદી ઉપર દાવો કરશે એવું માની, રાજા એણીની સામે ડાઘ રાખતો હતો. ઇ. સ. ૧૬૦૩ માં "રાલેનું ફીતુર" એવાં નામનો, રાજાને ગાદી ઉપરથી હાંકી કાહાડવાની મતલબથી જે બળવો ઉઠયો હતો

તેમાં, એ બાનુ બીલકુલ સામેલ ન છતાં, રાજાએ એ-ણીને બે ચાર વરશ કેદ રાખી; પણ પછે, એ કોઈ સાથ પરણે નહીંતો એણીના હક્ક એણીની ઓલાદને ઉતરે નહીં એવું વીચારી, એણીએ જનમ સુધી કુંવારી રેહેવું એવો વચન લઇ, તેણે એણીને છોડી દીધી.

ગરીબ બચારી આરાબેલાને ગાદીએ બેસવાની બીલકુલ હોંસ ન હતી; પણ, 'સર વીલયમ સીમોર' નામના જવાન ઉમરાવ ઉપર તે ઘણું થયું મોહીત હતી. આ મોહોબત અરસપરસની હોવાથી, જેવી 'આરાબેલા' બંદીખાનેથી છુટી, તેવાંજ, એઓએ છુપી રીતે લગાણ કરીઆં. આ વાતથી રાજાએ રીશે ભરા-ઇ, એમને કચેરીમાં પકડી મંગાવીઆં, ને, એ લગાણ ગેરકાયદે થયલાં ને રદબાતલ હતાં એવું ઠરાવી, એમ-ને છુટાં પડવા ફરમાવીઉ; પણ, એઓએ કંઇ માની ઉં નહીં, ને પોતે લગાણના પવીત્ર ગાંઠથી જોડાઇ એકબીજાંના જનમનાં સાથી લેખાઇ ચુકાં હતાં, માટે કોઇબી રાજાને, એમને છુટાં પાડવાની સત્તા ન હતી એમ કહી, તેની સત્તાનો ઇનકાર કીધો. આથી, રાજાએ વધારે રીશે ભરાઇ, 'સર વીલયમ સીમોર' ને 'લન્ડન ટાવર' માં કેદ કરીઓ, ને 'લેડી આરાબેલા'ને 'સર વીલયમ રસલ' નામના પોતાના પુરાણા નોકર તથા વીસવાસુ અમલદારની સંભાળ હેઠળ સોંપી, એ ઉમ-રાવના મેહેલમાં નજર કેદ રખાવી. 'સર વીલયમ

રસલ' એ બાનુની ઘણી દયા ખાતો હતો; પણ પોતે રાજાનો ઘણો વીસવાસુ નોકર હોવાથી, એણીની હીલચાલ ઉપર બારીકીથી તપાસ રાખતો, ને રાજાના હુકમથી એણીને લગાર જરા પણ ઉલટી ચાલવા દેતો નહી.

એ રીતે, 'સર વીલયમ રસલ' નાં ઘરમાં નજરકેદ રેહેવા પછે, ઉપર કેહેવા મુજબ, 'લેડી આરાબેલા' ઓરડામાં એકાંત બેસી, પોતાનાં દુઃખનો બળાપો રડતી હતી તેટલાં, દાસી ઓરડામાં પેઠી.

તે બોલી, "બાઇ, હવે તમો જરા મન મુકી ફેરો, ને બળાપો મુકી દો; જુઓ, હું કંઇ પેગામ લાવીછ."

"પેગામ લાવીછે!" આરાબેલા ભોંયપરથી ઉંચે જોઈ બોલી, "એજ પેગામ લાવીછેની, કે મને 'ડરહામ' હાંકી કાહાડવાનો પોતાનો આગળો ઠરાવ બદલી, મારો પીતરાઇ, રાજા, મને ગરદન મરાવનાર છે? ચાલ, જો એમ હોયતો, હુંબી તૈયારજ છું."

"ના, નહીં; મીઠાં સેઠાંણી." દાસી નરમાશથી બોલી, "કોઇ આદમીએ આ વીટી મારી સોડે મોકલાવી, તમો નામવર બાનુને કેહેવડાવીઉછ જે, જેની એ વીટી છે તે તમને મળવા માગેછ."

વીટી ઉપર નજર પડતાંજ, 'આરાબેલા' પોકારી, "અરે, એતો મારા નામવર ખાવંદની વીટી!—જે, હુંએ, લગણને દીવસે, તેની આ વીટી માહરી આંગલીએ છે તે લઈ, બદલી આપી હતી.—કાંહાં છે, કાંહાં છે, એ વીટી આપનાર?"

"તમારા હુકમની વાટ જોતો બાગના દરવાજા પાસે ઉભેલોછે, બાઇ." દાસી બોલી.

"તે, જવાન, ખુબસુરત, ને સરવનાં ઝાડ જેવો ડોળદાર છેની ?"

"નહીં, બાઇ; ઘરડો, બેડોળ, મોહોટી દાઢીવાળો, ને કંમરમાંથી વાંકો વળેલો, છેકજ ઘરડો જપ છે."

"અરે—રે!" આરાબેલા બોલી, "તયારે, માહરૂં તરસયું મન ઠરશે નહીંજની ! વારૂ; પણ, તેને આવવા દે; કાંકે, જે ઇધાણી તેણે મોકલીછે તે એકવાર હું એ ભોગવેલાં સુખની ફકત એકજ યાદદાસ્ત છે!"

સેઠાંણીનો હુકમ થતાં વારજ, દાસી દોડતી જઇ, ફરીઆને તેણીની હુજુરમાં તેડી લાવી. ફરીઓ ઘણો ઘરડો લાગતો હતો તોપણ ઝડપ સમેત ઓરડામાં પેઠો. આરાબેલાએ તેનાં મોહોડાંગમી લગાર થોડો વખત તાકીને જોયું, ને પછે ખુશાલી તથા અજાયબીનો પોકાર મારી, તેને ગળે વળગી પડી.

"સીમાર,—માહરા વાહાલા,—સહુથી વાહાલા સીમાર!" તે ડચકાં ખાતી બોલી, "તમો શી રીતે ઘાં આવી શકયા?"

"વાહાલી આરાબેલા, જરા ધીરી પડ." ફરીઓ પોતાની ખાંધપરથી ગાંસડી ફેંકી દઇ, નહીં ઘરડો કે નહીં નાતવાન, પણ સીધા સરવની મીસાલ તડો ઉભો રહી, બોલીઓ, તેની દાઢી નીકળી પડી, ને તેનાં સુનેરી જુલફાં તેને માથે પેહેરેલી, સફેદ, બાલ-

ની ટોપી હેઠળથી સરી પડ્યાં. "આ વેશ લઇ હું બંદીખાણાંમાંથી વટી આવીઓ, ને કીલ્લા બાહેર આપણો નોકર, 'રૉડની,' ઘોડો પકડી, દીવાલને ઓથેથી ઉભો હતો તેની મદદથી, હ્યાંસુધી સલામત આવી પુગો. એજ વીસવાસુ નોકર, દરીએ કીનારે મછવો લઇ, હાલ આપણી વાટ જુએછ; માટે, તુંએ જલદી માહરી જોડે આવવું જોઇશે, આરાબેલા." તે હલવે રહી બોલીઓ.

આરાબેલા તેને ગળે લટકી બોલી, "અફ્સોસ! મારાથી કેમ છુટી અવાશે? 'સર વીલયમ રસલ' લગાર જરા મને વીહીલી મુકતો નથી. પણ, તું જતો રેહે, સીમૉર; નહીંતો, કોઇ તને હેરાન કરશે. અફ્સોસ! હજી, જરા વાત કીધી નથી તેટલાં, છુટ્ટું પડવું પડેછ!"

આમ કહી, 'આરાબેલા' ભાંયપર લથડી પડતી હતી તેણીને હાથનો ટેકો આપી, 'સીમૉર', બોલીઓ, "સાંભળ, જો—મારૂં સાંભળ, 'આરાબેલા'! આ સુંદર દાસી"—(આમ બોલતાં તેણે હીરાનો એક સુંદર હાર દાસીનાં ગળાંમાં પેહેરાવીઓ)—"મારી ખાતરી છે કે, આપણાં જેવું જવાનનું સંપીલું જોડું, જેણે કોઇ દીવસે તેનું નરસ કીધું નથી, તેમના છુટકારાની આડે આવશે નહીં; ને એની મદદથી આપણો બચાવ થશે તો વળી બીજું આપણ એને ઘણુંબી આપીશું. જો, તયારે," (તે પોતાની ગાંસડીમાંથી, મોજાં, ડગલો, ઇજાર, ગલેબંધ, ટોપી, બુટ,

કટાર, વગેરે, એક ગરહુસથને બરનો તમામ સીનગાર કાહાડી બોલીઓ,)"આ કપડાં તું પેહેરી લે, 'આરાબેલા,' એટલે ખુદા 'રસલ' વતીક તને ઓળખવાનો નથી. પછે, તું બાગમાં સટી જજે, ને તાંહાં, લોકોની ભીડમાં થોડો વખત ભેળાઇ, બાગનાં બારણાં પાસે ચાલી જજે. જો, તયારે; અરધા કલાકમાં, તું મને આવી મળજે જો! આપણને કીનારે લઇ જવા સારૂ, મેં પવનના જેવા તેજ બે ઘોડા તૈયાર રખાવેલાછે; ખુદા કરશે તો, જલદી, ઘણાં જલદી! આપણુ 'ફરાનસ' જઇ પુગશું."

દાસીની જાત કારસતાનમાં હુશોઆર હોયછ તેથી, તેમજ પોતાને મળેલાં ઘરેણાંથી લલચાઈ, તથા પોતાની સેઠાંણી તરફનાં હેતથી ઉસકેરાઈ, દાસી આ મસલતમાં સામેલ થઇ. તે બોલી, "એ ઠીક ગોઠવણ છે; એમાં હું બી, મારાથી બનશે તેટલી મદદ કરીશ."

પછે, 'સીમાર' પોતાની ફેંકી દીધેલી ગાંસડી પાછી બગલમાં મારી, સફેદ બાલની ટોપી સરખી ગોઠવી, દાઢી સરખી બાંધી, હાથમાં લાકડી લઇ, પાછો વાંકો વાંકો ચાલી, મેહેલમાંથી બાહેર નીકળી, બાગના દરવાજા પાસે આવીઓ.

દાસીની મદદથી 'આરાબેલા' એ જલદીજ મરદનો પોશાક પેહેરી લીધો. માથે વાંકી ટોપી મુકી, કંમરમાં કટાર ખોસી, ને બીહીકથી થથરી રહેલી હોવા છતાં, જેમ તેમ હીંમત રાખી, મેહેલમાંથી બાહેર

આવી, બાગમાંની ભીડ વચ્ચે જરા પોબી, બાગનાં બારણાં પાસે સટી ગઈ. હ્યાં, સીમાર, ચરવાદારનો લેબાશ પેહેરી, બે ઘોડા લઈ, તૈયાર હતો. હવે, ઘોડા ઉપર સવાર થઇ એઓ મારતે ઘોડે દોડવા લાગાં. થોડે કટકે એ રીતે જવા પછે, 'આરાબેલા' થાક તથા ધાસતીથી છેકજ નાતવાન થઇ ગઇ, જેથી એમને રસતા વચ્ચેનાં એક પોંચખાણાંમાં કલાકેક વીસામો લેવો પડયો.

પછે, 'આરાબેલા' નો જીવ જરા ઠરતાંવારજ, એઓ, પાછાં ઘોડે બેઠાં, ને મારતે ઘોડે કીનારે આવી પોહોંતાં. માઠાં ભાયગે, પવન કીનારા ભણી ફુંકતો હતો; પણ તે છતાં, મછવા વાળાઓને બેવડું દામ આપવા કેહેવાથી, તેઓએ મછવો હુંકારીઓ.

પવન મોહોડાં સામેનો હોવાથી, બેવડાં જોરે હલેસાં મારવા છતાં, મછવો, ધીમે, આસતે, દરીઆના મોજા વટાવવા લાગો. એ રીતે, મોહોટી મુશકેલે એઓ 'ગ્રેવેસેન્ડ' બંદરે આવી પોહોંતાં, પણ, હ્યાં વળી, કમનસીબ જોગે માલમ પડ્યું, કે જે ફ્રેંચ વાહાણ એમને 'કયાલે' ખાતે લઇ જનાર હતું તે 'લી' બંદરે જઇ, સારા પવન માટે ખોટી હતું. હવે જે ઢીલ થાય તે કેમ ખમાય? સીમારે મછવા વાળાઓના ઘણા કાલાવાલા કરી તેમને ઘણા સમજાવીઆ; ને, 'લી' બંદરે મછવો હુંકારવા થકી મોહોટું ઇનામ આપવા કહ્યું; પણ, કેટલોક વખત સુધી કંઈ વળી

નહીં. તોબી, શેવટે, તમણું દામ, તથા સો 'પાઉન્ડ'નું ઇનામ આપવા કેહેવાથી, કલાકેકનો વીસામો લઇ, એઓ મછવો હંકારવા તૈયાર થયા. ને થોડા વખતમાં એમને 'લી' બંદરનાં બારાંમાં લાવી, જે વાહાણમાં એઓ 'ફરાનસ' જનાર હતાં તેપર સલામત ઉતારીઆં.

"મીઠી આરાબેલા!" સીમૉર તેણીને છાતીસે દાબી બોલીઓ, "અંતે આપણ સંધી આફતો ટાળી ચુકાંછ! શું તે નાતરસ, ખુની, જુલુમગારો જાણતા ન હશે, કે એક બીજાની પાકીજે મોહોબતમાં જોડાયલું સંપીલું જોડું મોહોત વતરેગે કસાંથી છુટું પડતું નથી?"

'આરાબેલા'એ ધાસતી તથા ખુશાલીથી છેકજ થાકી જઇ 'સીમાર' ની છાતીપર માથું નાખી દીધું. એ બાનુ ઘણી થાકી ગયલી છતાં, રસતા વચ્ચેની દોડા દોડમાં એણીથી જેમતેમ ટકી રેહેવાયું હતું; પણ, હવે, સંધી ધાસતી દુર થવા પછે, એણીથી ટકી શકાયું નહીં, જેથી, એ વાહાણની 'કયાબીન' માં ગઇ, ને તયાં, મીઠી, ભર ઉંઘના ગલબામાં, પોતાની સંકટ તથા મુસીબતો ભુલી જઇ, એણીએ આરામ કીધો.

વાહાણનો કપતાન 'સીમૉર' નો ઓરખાં હોવાથી, મોહોડાં સામેના પવનને લીધે ખલાશીઓએ વાહાણ હંકારવા ના પાડયું તે છતાં, તેણે બે એક કલાકને આશરે વાહાણ ચલાવીઉં. આટલામાં, સીમૉર, જેનું હઈડું તેને સોસેલી ધાસતી તથા ફીકરને લીધે બીજા-

આ કરતાં વધારે ચોકસ થયલું હતું, તેણે દુરથી એક મોહોટું લડાઇનું કોતીઉં એમની પુઠે આવતું જોયું, ને તે કપતાનને દેખડાવી, તેના હાથ પકડી, એ ઘભરાટથી બોલીઓ, "ડી લાઇની' સરવે સડ ચઢાવો! એ લડાઇનું કોતયું જોસમાં આપણી પુઠે આવેછ— માટે, જલદી આપણને પકડી પાડશે!"

'ડી લાઇની'એ પાછું ફરી જોયું તો, સીમૉરે જે ધાસતી આપી હતી તે એનાં મનમાં કાયમ થઇ. એ બોલીઓ "જોઇએ વારૂ, આપણું વાહાણ વધારે દોડાવી જોઇએ; ને તેથી કંઇ નહીં વળેતો—આપણો આધાર આપણી તોપો ઉપરજ રેહેશે."

પણ, વધારેતો પુઠે આવેલું કોતયું દોડતું હતું, જેથી તેણે એમને જલદીજ પકડી પાડ્યા. પાસે આવતાં વાર 'સર વીલયમ રસલ' કોતયાંપર ઉભો થઇ પોકારોઓ—"લેડી આરાબેલા સ્ટુઅરટ' તથા 'વીલયમ સીમૉર' ને હમને આપી દો, નહીંતો, હમો તમારૂં વાહાણ દુબાડીશું!"

એના જવાબમાં ફરેંચ વાહાણે "બુમ"—"બુમ"—"બુમ!" કરી તોપો ફોડી; પણ ઇંગરેજી કોતયાંએ એથી બેવડો મારો પાછો વાળી,એમના કેટલાક ખલાસીઓને ઠાર કીધા. પછે, હાથમાં નાગી તલવારો લઈ ઇંગરેજો વાહાણમાં કુદી પડ્યા, ને ફરેંચો વચ્ચે જબરી માર-માર ને કાપ-કાપ ચલાવી. આરાબેલા ઘાભરી થઇ 'કુયાબીન' માંથી દોડી આવી; પણ, તેટ-

લાં, 'સીમોર,' દુશમન સામે લડતાં, તલવારોના જખ્મોથી વીંધાઇ એણીની નજર સામે મારીઓ ગયો, અને એ દુઃખ તથા ઘભરાટની એક ખેદકારક ચીચયારી પાડી, તેનાં મડદાંપર તૂટી પડી, બેસુધ્ધ થઈ ગઇ.

આ દુઃખકારક વારતાનું શેવટ ટુકમાંજ લાવી શકાશે. આરાઝેલા બેસુધીમાંથી પાછી હુશીઆર થઇ ખરી, ને એના હેવાની ખસલતના દુશમનોએ એણીને 'લનડન' ના કીલ્લામાં કેદ વતીક કીધી; પણ, એજ વખતથી એણીની અક્કલ ગુમ થઇ ! એવી હાલતમાં, દીવાણપણાંના શોહોર બકોરથી, એણીએ ચાર વરશ પોતાનું કેદખાણું ગજાવયું; પણ, અંતે એ ઘોરમાં દટાઇ; ને કોઇ તો વળી એવું કહેછે કે એના પીતરાઇ, રાજાએ, એણીને ઝેર દેવડાવી મારી નાખાવી.

## ભુંડી રાણીનો ભોગ !

**વી**લાયતની તવારીખના અભીઆસીઓએ 'લેડી કયાથરીન ગ્રે' નું નામ સાંભળીઉં હશે. એ બાનુ, કમનસીબ 'લેડી જેન,' જેણીને રાણી 'મેરી' નાં રાજયમાં ગરદન મારવામાં આવી હતી, તેણીની ઘણી બેહેનોમાંની જીવતી રહેલી એક પુરી બેહેન હતી. એ બાનુ વખતે તખત ઉપર દાવો કરશે એવી ધાસતીથી, રાણી એલીઝબેથે એણીને પોતાની સાહેલી દાખલ, પોતાની નજર સામે, નજર કેદની પેઠે રાખી હતી.

એ બાનુ ખરીજ નીરદોશ હતી; પણ, એણીનો વાંક એટલોજ હતો કે એનામાં શરીરની તેમજ મનની શોભા રાણી કરતાં વધારે હતી; બીજો વાંક એ થયો જે, જે જવાન, ખુબસુરત ઉમરાવ પર રાણી મોહીત હતી તે એ બાનુ ઉપર મોહીત પડ્યો, ને એઓએ રાણીની હરૂસે લગણ કરીઆં! હવે શું પુછવું પડે?—વીલાયતનાં આગળાં રાજા રાણીઓ કંઈ થોડાં આપખુદ હતાં, કે કોઇબી તેમની મરજી તોડવાની હીંમત ચલાવે! રાણીએ પેહેલાં તો આ સંપોલાં જોડાંને એક બીજાંથી છુટાં પડવા ફરમાવીઉં; પણ, એમ જયારે થઈ શક્યું નહીં, તયારે, એણીએ એમને મેહેલની નીચેનાં બે જુદાં જુદાં ભાયરાંમાં બંધ કરાવી; 'સર એડવરડ વારનર' ને એમનો ચોકીબાન ઠરાવીઓ.

બંને દુ:ખીઆરાં બંધવાં તરફથી હવે એ અમલદારના દરરોજ કાલાવાલા થવા લાગા, કે તેણે એમને એક બીજાંસે મળવા દેવાં. પણ રાણીનો હુકમ તોડવાની કોણથી હીંમત થાય? સર એડવરડે કેટલુંક સુધી એમની અરજ નામનજુર રાખી; પણ અંતે એમની ઉપરાસાપરીની કાકલુદીથી એનું મન પીગલીઉં. એક દીવસે નવરો વખત જોઇ, એ 'કયાથરીન'ના ખાવીંદને તેણીની હુજુરમાં લઇ આવીઓ.

આટલામાં, 'કયાથરીન' નાં ભાંયરાંમાં આવવાનું, રાણીનું એકાએક મન થઇ આવીઉં! 'સર એડવરડ

વૉરનરે ફુગલાઇ જઇ, માથાંથી પગવેર ધ્રુજી, તરેહુ-વાર બાહાનાં કાહાડયાં; પણ કંઇ વળીઉં નહીં. રાણી કોપાયમાન થઇ, એકલીજ ભાંયરાં પાસે દોડી ગઈ. સર એડવરડે પુડે દોડી જઇ, ધ્રુજતા ધ્રુજતાએ સાંકળો ખસાડી બારણું ઉઘાડ્યું, ને થર થર કાંપતો રાણીના પગપાસ પડયો. જે ઉમરાવપર પોતે ચીત્ત ગોઠવેલું તેની ગોદમાં ફરી એકવાર 'કયાથરીન' ને જોઇ, રાણી દીવાની જેવી થઈ ગઇ, ને, પેહેરાગીરો તથા નોકર ચાકરો, ગડબડ સાંભળી, ભાંયરાંમાં દોડી આવીઆ હતા તેમને ફરમાવીઉં, કે એ ઉમરાવને તેની તે ઘડીએ ગરદન મારે! એકગમથી સીપાઇઓ આ હુકમ બજાવવાની તૈયારી કરવા લાગા, ને બીજીગમથી બચારી કમનસીબ 'કયાથરીન' રાણીના પગ પાસ પડી, માફી માગવા, તથા પોતાના બીનતકસીર ખાવીંદનો જીવ ઉગારવાના કાલાવાલા કરવા લાગી. પણ, રાણીનું કઠોર મન પીગલીઉં નહીં—રાણીએ એને ઠોકર મારી ઉડારી મેલી!

'કયાથરીન' દીવાની જેવી જમીનપરથી ઉડી ઉભી થઇ: રાણીએ ઠોકર મારતાં જે બોલ કહ્યા તે એણીએ સાંભળીઆ હતા—

"દુર થા—ભુંડી ઓરત! તું નહીંતો હું, જીવે જયાવીના—કબી એ બનચવાનો નથી!"

"તું નહીંતો હું જીવે જઇએં!" એ થરથર ધ્રુજી પોકારી, "જો તયારે તો આએ એમ!" એ પરમાણે

બોલી, જોરથી એક ઝટકો મારી, 'સર એડવરડ' ની કંમરમાંથી કટાર ખેંચી લઇ, એ રાણી સામે દોડી આવી.

"ફીતુર!" "ફીતુર!" "બંડ!" "બંડ!"ના પોકારોથી મેહેલ ગાજી રહ્યો, ને ઘાભરા થયલા પેહેરાગીરો અણી-ના હાથમાંથી કટાર છીનવી લીએ તે આગમજ તો, અણીએ પોતાનાં જીગરમાં તે આરપાર ચલાવી દીધી! ને રાણીના પગ પાસે તૂટી પડી, તડફડતી તડફડતી બડબડી, "જો—તપારે—તાહરો વચન પાલજે, ઓ રાણી! હું તો હવે વધુ જીવીશ નહીં—પણ મારા ખાવંદનો જીવ ઉગારજે!"

આ મરતી વખતની અરજ કોણથી ના પડાય?—રાણીએ ઘણી પસેમાન થઇ, ઘણો પસતાવો કરી, એ અરજ કબુલ રાખી—ને, એ નેકજાત બાનુ, તેણીને આશીરવાદ દેતી, પોતાના માફી પામેલા ખાવીંદની ગોદમાં મરણ પામી!!

ભાગ ૧ લો સમાપ્ત.



# નમરૂદ હેકાયાતું

## ભાગ બીજો.



પરચુટણ વારતાઓ, નાટકો તથા રમુજી

નકલીઆતો.

# ચોર નહીં પણ શાહુ ચોર !

'પેરાનસ' ના બાદશાહી મેહેલની ખાનગી નાટક-શાળામાં, રાણીના ખાનગી 'બૉકસ' ની સામે, એક સાંજે, કોઇ માતબર નાણાંવટીની સ્ત્રી કીંમતી હીરા મોતીનું ઘરેણું પેહેરી બેઠી હશે તેણીને હાથે બે ઘણી નાદર હીરાની પોહોંચી હતી. આ પોહોંચીઓ રાણીની નજરે પાડવાની મતલબથી તે વારંવાર પોતાના હાથ ઉંચા નીચા કરતી, તથા એવી બીજી કોશેશ કરતી. અંતે, રાણીની નજર એ પોહોંચીઓ ઉપર પડી, ને તેણીનું ધીઆન લગાર થોડો વખત એમના ઉપર રહ્યું; જેથી નાણાંવટીની સ્ત્રી બહુ મગન થઇ. આટલામાં, કોઇ ભપકાદાર પોશાક પેહેરેલા શખસે તેણીના 'બૉકસ' નું બારણું ઠોકયું, ને તે ઉઘડતાંજ, રાણીની તરફથી અરજ કીધી, કે તેણીની નાદર પોહોંચીઓ, જે જોઇ તમામ નાટકશાળા હેરત રહી હતી, તે માહેલી એક તેણીએ મેહેરબાની કરી રાણીને જોવા આપવી. એ સાંભળી, પુરીજ ખુશ થઈ, નાણાંવટીની સ્ત્રીએ પોતાને હાથેથી પોહોંચી ઉતારી આપી. પણ, ખરેખર એ પોહોંચી કંઇ રાણીએ મંગાવી ન હુતી; એતો કોઇ ચંચલ ચોરે એણીની હીલચાલ બારીકીથી તપાસી, તથા રાણીને પોતાની પોહોંચીઓ દેખડાવવાની એણીની હોંસ પારખી કાઢી, રાણીને નામે તે

માગી લીધી હતી. આ ઠગાઇ, અલબતાં, તુરતજ, પોલી-સમાં નોધાવવામાં આવી.

બીજી સવારે, નાસતાની વખતે, નાણાંવટીની સ્રીને પોલીસ કમીશનરનું કાગળ મળીઉં, કે તેણીની પોહોંચી ઠગાઇથી લઇ જણાર ચોર પોહોંચી સુધાં સપડાયો હતો; માટે, તેની કનેથી મળી આવેલી પોહોંચી ઓળખવા થકી, તેણીએ તે કાગળ લાવનાર અમલદારોને તેની જોડીની બીજી પોહોંચી આપવી, અથવા નહીતો, પોતે અદાલતમાં આવી તે દેખડાવવી. નાણાંવટીની સ્રીએ પોતે જાતે જવા કરતાં પોલીસ અમલદારોનેજ હાથે બીજી પોહોંચી મોકલવાનું દુરૂસ્ત ધારી, તેની સંભાળ લેવાની તેમને ઘણી તાકીદ કરી, પોતાની બીજી પોહોંચી ઉતારી આપી ; પણ, કલાક બે કલાકમાંજ તેણીની ખાતરી થઇ, કે તેણીની બીજી પોહોંચી પણ હાથથી ગઈ હતી. જે ચોરે નાટકશાળા મધે ઠાગો કરી એક પોહોંચી મેલવી હતી' તેણેજ, બીજી પણ, એ રીતે, ઠગાઇથી હાથ કરી લીધી હતી!



# 'ફીટઝજેરલ્ડ' નું કુટુંબ.

આ નામથી સરવે વાંચણારાઓ વાકેફ છે. એ 'આયરલેંડ' નાં ઘણાં નામીચાં કુટુંબનું નામ છે. એ વંશમાંનો 'લીનસટર' નો અમીર, છેક 'આયરલેંડ'ના રાજા 'બ્રાયન બોરૂ,' જેણે નવમી સદીમાં પોતાના દેશનો 'ડેન્સ' લોકો સામે બળાતવારીથી બચાવ કીધો હતો, તેની ઓલાદથી ઉતરેલો ગણાયછે. આ અમીરને છ છોકરી પાછળ ફક્ત એકજ છોકરો હોવાથી, એના ઉપર વંસની હસતીની સંધી આશા હતી. અમીરે એક ઓરાંગ-ઉટેંગ વાંદરો પાલેલો હતો, જેનો છોકરાને ઘણો પડોસ હતો.

અમીરનો કીલ્લો, દેશના અસલી રેવાજ મુજબ, લાકડાંનો બાંધેલો હતો તેમાં એક દાહાડે આગ સળગી, ને આસપાસના ખેડુત વગેરે લોકોએ પોતાના માનીતા મુરબ્બી તરફથી ઘણી મેહેનત લેવા છતાં, લગભગ આખા કીલ્લાનો નાશ થયો.

અમીરે ખુદા ઉપર શુકર કીધો, કે "વારૂ, કંઈ નહીંતો મારી બાયડી તથા છોકરો સલામત છે."

પણ, જ્યારે તેને જણાવવામાં આવીઉં, કે તેઓ કેથે મળતાં ન હતાં, તયારે તેનાં દુઃખનો શો શુમાર! ભયંકાર આગનાં ભડકાં તથા ગુંગળાવી નાખનાર ધુ-

માંડા વચ્ચેથી, તે પોતાના વાહાલા છોકરાના ઓર-
ડા ભણી દોડ્યો, જ્યાં તેનાં ખાલી પાળણાં પાસેથી
તેની માતા જમીન ઉપર બેસુધ પડેલી મળી આવી;
ને એણીને ઉંચકી બાહેર લઈ જતાં વારજ, છાપરૂં
તુટી પડ્યું. હવે, છોકરાને કોણ ઉંચકી ગયું હશે?
એ વાત કોઇ જાણતું ન હતું, જેથી તે કમન-
સીબ બાપનું દુઃખ ઘણું વધ્યું. આટલામાં, સંધાં
લોકોનું ધીઆન કીલ્લાનો થોડોક ભાગ આગમાંથી
બાતલ રહ્યો હતો તે તરફ ખેંચાયું. તયાં, વાંદરો છોક-
રાને હાથમાં લઇ બેઠો હતો ! જોવા મેલે, આગનું
ભડકું ઉડતાં વારજ, તે ચંચલ પ્રાણી પોતાના માની-
તાને પાળણાંમાંથી એ સલામતીની જગા ઉપર ઉંચ-
કી ગયું હતું. વાંદરો જલદીજ છોકરાને સંભાળથી
હાથમાં લઈ નીચે ઉતરીઓ, ને છોકરો. પોતાના ર-
માડનારના બેડોળ દેખાવની કંઇબી પરવા ન કરતાં,
હસવા લાગો !

આ વખતથી 'ફીટઝજેરલડ' કુટુંબે પોતાનાં બીજાં
ચીન્હો વચ્ચે વાંદરો ઉમેરીઓ.



# પાપી પાપે મુઓ.

"પાપી પાપે પડે" ને "ખુન કઈ ઢંકાતું નથી" એ સાધરણ કેહેવતો, આપણ ઘણીવાર સાંભળીએં તથા બોલીએં છીયેં; મગર, નીચલી જેવી હકીકતો સાંભળવાથી એમનાં ખરાપણાંનો ખયાલ આપણને પુરતી રીતે આવેછે.

'ડટન' નામના કોઇ શખસને, ઇ. સ. ૧૮૧૫ ના સાલમાં, 'પારીસ' નાં એક જુગારખાનાંમાંથી, ખુન કરવાના શક ઉપરથી પકડવામાં આવીઓ હતો. એવું બનીઉં હતું જે, એ વાતની થોડા દીવસ અગાઉ, રાતને વખતે, પેહેરાગીરોને, શેહેરના જુદા જુદા ભાગો ઉપરથી, ચાર જુદી જુદી ગાંસડીઓ મળી આવી હતી. એમાંની એકમાં, કોઇ માણસનું માથું, બીજીમાં તેનું શરીર, ત્રીજીમાં તેની જાંગ, ને ચોથીમાં તેના હાથ પગ હતા. દાંતની વચ્ચે મજબુત પકડેલો, માણસનાં માસનો કકડો હતો. એ ઉપરથી, એવું માલમ પડતું જે, એ કકડો, ખુનીની સામે થતી વખતે, મરનારે તેનાં આંગપરથી કરડી લીધો હશે.

એ ચાર ગાંસડીમાંનાં આદમીના જુદાજુદા ભાગો એકઠા કરી, તેમને બરાબર ગોઠવી, શેહેરની એક જાહેર જગયા ઉપર લોકોને દેખડાવવા થકી મુકવામાં આવીઆ. ખુન ઘણી અજાયબ રીતે બનેલું હોવા-

થી,ઘણાં લોકો એ જોવા આવીઆં;તે છતાં,ઘણા દીવસ સુધી, ખુનીનો પત્તો મળીઓ નહીં. અંતે, એ લાસ જયારે તદન કોહી જવા આવી, તયારે એને દફનાવી, એનો બરાબર આકાર કોતરી, લોકોનાં જોવા માટે મુકવામાં આવીઓ. આ વખતે, 'ડટન' જુગારખાનાંમાં જુગાર રમતો હતો. રમતાં રમતાં તે દારૂ પણ ઘણો પીતો હતો. અંતે, દારૂ મગજે ચઢયો, ને જરા એક ચાકરે દારૂ લાવવાની ખોટી કીધી એટલે તેણે રીશે ભરાઇ, દારૂ પી,તેના ઉપર 'ગલાસ' છુટું ફેંકયું. ગલાસતો ચાકરને વાગવા વીના ભાંગી ગયું, પણ તેનો એક કકડો, 'ડટન' ના ડગલા હેઠળથી તેના પોહોંચામાં પેસી ગયો. જુગારીઓએ જખમ જોવા માગીઓ તો 'ડટન' તે દેખડાવે નહીં, ને જરા વધારે ઓહોસ કરવાથી, તેણે પોતાના ડગલાની બાંહે નીચી કરી,પોતાના પોહોંચા ઉપર મજબુત દાબી રાખી. આથી, જુગારખાનાંમાં લગાર ગડબડ થઇ, ને પાંચ પચીસ લોક બારણાં પાસે એકડાં થયાં. એમનામાંનાં એકાદ બે જણે જબરદસ્તીથી બાંહે ઉંચે ચઢાવી જોતાં પોહોંચા ઉપર ઉંડો ઘા માલમ પડ્યો, જેમાંનુ માસ કરડી કાઢેલું હોય તેવું લાગતું. લોકોએ પેલી લાસ જોડે તેનાં દાંતમાં પકડેલું માસ જોયું હતું, જેથી તેમને લાગયું કે તે માસ 'ડટન'નાંજ અંગમાનું હોવું જોઇએ. હવે શું પુછવું પડે? સીપાઇઓનાં ટોળે ટોળાં 'ડટન' ઉપર ટુટી પડયાં, ને તેઓ તેમજ લોકો

તેને ઘસડતાં કોટવાલ પાસે લઇ ગયાં. થોડીક રીક-ઝક કરી, પાંચ પચીસ ઢોલ છક્કડ ઝીલતાંજ, તેણે પોતાનો ગુનાહ કબુલ કીધો. તે બોલીઓ—

"હું અગાઉ 'સેડન' શેહેરમાં હતો ત્યારે મારી પાસે
"કાંઇ પણ નાંણું નહીં હોવાથી હું 'પારીસ' શેહેરમાં
"આવીઓ. મારા ભાઈ પાસે ઘણું નાણું છે એવું મને
"ખબર હોવાથી, હું 'પારીસ' આવીઓ તેવોજ, તેનું ઘર
"જે શેહેરના એક એકાંત ભાગમાં હતું, ત્યાં હું ગયો. આ
"વખતે, રાતે આશરે આઠનો અમલ હતો. ચાકરોની
"નજર ચોરવી ઘરમાં દાખલ થઇ, હુ તેનાં ઓરડામાં
"પેઠો તો ત્યાં તે ઉંઘતો હતો. મેં તુરતજ તેને મારી
"નાખવાનું કામ શીરૂ કીધું. પણ, તેટલાં, તે જાગી ઉઠી
"પોતાનો બચાવ કરવા લાગો; મગર, તે ઘણો નાકુ-
"અત હોવાથી, આખરે હું ફાવીઓ. હમારી વચ્ચે
"અથડા અથડી ચાલી હતી તેટલાં તેનું કઇ નહીં વ-
"ળવાથી, તેણે, રીશના મારીઆંએ, મારા પોહોંચા ઉપર
"નાં માસનો કકડો કરડી લીધો હતો. તે મરી જવા
"પછે મેં તેની લાસના કકડા કરી, તેમને જુદી જુદી
"ગાંસડીઓમાં લપેટી, શેહેરના જુદા જુદા ભાગોપર
"ફેંકી દીધા."

આ કરપીણ ખુનીને, અલબતાં, ફાંસીની સજા મળી હતી.



# સતની ફતેહ સતપર.

## નાટક.—પાંચ અંકી—અંક ૧ લો.

**પ્રવેસ ૧ લો**—અમીર સીફરેડીના મેહેલનો એક સીનગારેલો ઓરડો.

( મેટીલ્ડાની સબી ટાંગેલીછે તેની સામે અમીર ગુઠણપર પડેલોછે.)

**અમીર.**—નેક, તું, ઓ મારી મોહોરદાર! જીવતાં જે નચીંત બેસવા પામી નહીં, મગર, મુઆ પછે, જે બેહેસ્તમાં, ફરેશતાઓ વચ્ચે જઇ બેઠી છે, તે વાહાલી સ્ત્રીની યાદગારીના, ઓ તું ચીતાર! તને આ મારાં પસતાવો કરતાં આંસુ, ને દુઃખી દીલના કકલાટથી, હું ભજું છું! પાપીઓને પસતાવાથી, અને ગુનેહગારોને તોબાશથી, જો કબીબી માફી મળતી હોય, તો, મુજ ઉપરનો તારો બેહદ પીઆર, જે તું ઉપર ગુજરેલા મોહોટામાં મોહોટા સીતમથી પણ વધારે હતો, તે પીઆરને ખાતર, ઓ તું નીરઅપરાધીપણાંના ફરેશતા! તું મારાં પાપોની મને માફી અપાવ, અને, અગર તેમ નહીં બને તો, તેમને માટે થતી સજામાં ઘટાડો કરાવ! (ઉઠેછે.)

(સાધમન પેહેરાગીર આવેછે).

......કેમ આવવું પડયું તને?

**સાઈમન.**—ખુદાવંદ મારગરી ડોસીનો હેવાલ તો સાંભળીઓ હશેજ?

**અ.**—કઇ મારગરી? મેદાનવચ્ચે પેલી ઘરડી સ્રી રહેછે તેજની?

**સાઈમન.**—હા, સાહેબ, તેજ. ગામડાંમાંતો સંધાં એમજ માનેછે કે તે એક જાદુગરની છે, કે તે ખેતરો બાળી ભસમ કરેછે, ને ઢોરો વચ્ચે મરકી આણેછે. કે છેલ્લો સુક્કો કાળ જે પડયો હતો તે તેનાં જાદુથી પડયો હતો, અને તે પછે જે રેલ આવી હતી તે તેણીની તદબીરથી આવી હતી.—

**અ.**—પણ, એ સંધી ભાંજઘડ સાથ મારે શું કરવુંછે?

**સા.**—તે હું કહુંછુંની, સાહેબ. લોકોની અરજ છે કે તેણીને આપની હજુરમાં ઘસડી મંગાવવી, અને, આપણાં દેશના કાયદા પરમાણે તેણીની તપાસ કરી, અગર તે ગુનેહગાર ઠરેતો તેણીને બાળી ભસમ કરવી.

**અ.**—ઠીક છે.—બીજું કંઇ?

**સા.**—બીજું તો સાહેબ, ખુદ તમારે લગતું કાંઇ કેહેવુંછે. ખુદાવંદને ખબરતો હશે, કે આપણા નામવર બાદશાહના કાનુન મુજબ, રાતે આઠ કલાકે, મારાં ઘંટના ઠોકા પડતાંજ, સરવે કોઇએ દીવા બુજાવી નાખવા.

**અ.**—(અધીરાઈથી) અને એજ વાત તું મારે લગતી કહેછેની—બેવકુફ, બકબકખોર?

**સા.**—અરે નહીં રે, સાહેબ; આજ કેટલીક રાત થઈ, પેહેરા ઉપર ફરતાં, ઘંટના ઠોકા પડવા પછેબી, મેહેલના ડાબા બુરજમાં ઝાંખી જેવી રોશની નજર પડેછે—ને, એ ઉપરાંત,આદમીના અવાજ સંભળાયછે.

**અ.**—રોશની નજર પડેછે,—ને અવાજ સંભળાયછે—બુઢા? તને સ્વપનું આવતું હશે—એવકુફ, તેતો ખાલી છે.

**સા.**—ખાલી હોય કે ભરેલો હોય—મગર, મેં તો જે જોયું તથા સાંભળીઉં તે તમને કહી, મારી ફરજ બજાવીછે. (જાયછે)

**અ.**—કેવી અજાયબ વાત! ડાબા બુરૂજમાં રોશની—ને તયાં આદમીના અવાજ! (વીચાર કરેછે.) હા! એમ હશે શું? સીજીસમંડ, ઓ સીજીસમંડ! અગર મારા હુકમની વીરૂધ—ખોઇ દઇ તારી અક્કલ ને સુધ-ભુલી મારો અમીરી દરજ્જો—વીસરી મારો ખાશ મરતબો—એક હલકાં કુળના નીચ સાથ—લેતી હોય, તું છુપી મોલાકાત—તો હોજો, તું પર, હજારો ફીટકાર—હેફ ને લીઆનત હજારો હજાર! (જાયછે)

## પ્રવેશ બીજો.

(અમીરનો, બુરૂજમાંનો ઓરડો, જયાં એડવીન ને સીજીસમંડ નજર પડેછે.)

**સીજીસમંડ**—એમ વધારે ના મને લલચાવ,વાહાલા; આજ રાતે આપણ છુટા પડવાં જોઇએ—ને, હંમેશ સુધી છુટાંજ રેહેવાં જોઇએ.

**એડવીન.**—નહીં, એમ નહીં! 'કથબરટ' ના મઠનો ભલો ધરમગુરૂ મારો ઓરખાં છે, તેની મદદથી લગણ કરી આપણ હંમેશ સુધી જોડાઈ રહીએં.

**સી.**—ના, નહી; મારો પીતા કદી એ વાત બનવા દેશે નહીં.

**એ.**—હા, તે હું જાણું છું; પેહેલાં તે જરા રીશે ભરાશે; પણ, વખત જતાં, તેનાં ફરજંદ ઉપરનો તેનો પીઆર તેનો ગુસ્સો સમાવશે. બોલ, તયારે, વાહાલી.

**સી.**—મારે કંઇ બોલવું નથી.

**એ.**—નહીં, વાહાલી, એમ તું કેહેતી ના. આ તારી સીતારા જેવી આંખોમાં દીપતો મીઠાસ, જે તારે મોઢેના ઇનકારને હસી કાઢેછે, તે મને કેહેછે, કે તું મારી થવા ઇચ્છે છે. વળી, આ તારા પરવાળાં જેવા હોટોનું લથરવું એ વીશેની વધુ શાબીતી આપેછે. તયારે, કાં તું નાહેક મુજને સતાવેછે, વાહાલી?

**સી.**—પણ, હું કહું છુંની, એડવીન, કે મારી મરજી ઉપર મારો એખતીઆર નથી.

**એ.**—નહીં. જાનેમંદ; હરગીજ તું એ રવેશ મુજને ટવળાવીશ ના. ઓ નેકજાત બાનુ, મને માલમ નથી પડતું કે કયા ગેબી બનાવથી મારૂં તન અને મન તારી મોહોબતના પેચમાં સીકરાઈ રહ્યુંછે. અને કયા મોજીજાથી મારા જીવ અને જીંદગી કરતાંબી તું મુજને વાહાલી થઇ પડીછે. પણ, જાણ, ઓ નેકજાત બાનુ! જાણ, ઓ વાહાલી સોજીસમંડ! કે

અગર આએ ઘડીએ તું મારી સંગાતે પરણવાનો વચન નહીં આપશે, મારા હાલ ઉપર રેહેમ નહીં લાવશે, મારાં દુઃખી દીલના કકલાટ ઉપર નીગાહ નહી પોહોંચાડશે, તો અબઘડી ખંજર ખેંચી મારૂં જીગર વીંધી નાખીશ!

સી.—અફસોસ!

એ.—વાહાલી સીજીસમંડ, હજીબી તું સમજ; અગર નહીં તો, કસમ છે ફુલે આકાશી ફરેશતાઓના—કસમ છે મારાં જીવ અને જીંદગીના,—આએ ઘડીએ તારા પગતળેની જમીન મારાં મોહોતનું બીછાનું થઇ પડશે! મોહોત—અને ફકત મોહોતજ આપણને જુદાં પાડશે!

સી.—અગર એવુંજ છે તો, લે, આએ મારો દસ્ત, આજની રાતે હું તારી થઇશ.

એ.—તયારે આજની રાતે કથબરટના મઠમાં પધારજે, વાહાલી—

સી.—અરે-રે! જો, જો, કોઇ આવેછે.

એ.—પણ, તું આવવા ભુલશો નહીં ની?

સી.—જા, જા, વેહેલો; હું નહીં આવીતો મને મુએલી સમજજે! (એડવીન જાયછે.)

[અમીર સીફરેડી આવેછે.]

અ.—સીજીસમંડ! શું કરેછે, હ્યાં તું?

સી.—બાવાજી——

અ.—બોલ, જલદી; ઘભરાયછે શેની!

**સી.**—હું હ્યાં આવીતી——

**અ.**—એડવીનને મળવા ખાતર?

**સી.**—(ઘભરાઇને) ઓ, તમો જાણોછો!

**અ.**—હા, હું જાણુંછું; આજ કેટલીક રાતથી આ બુરૂજપર રોશની નજર પડેછે, ને અવાજો સંભળાયછે—અને તેબી વળી આડનો ઘંટ વાગવા પછે!

**સી.**—તે રોશની હું લાવી હતી, બાવા.

**અ.**—ને અવાજ?

**સી.**—મારો, ને એડવીનનો——

**અ.**—પણ, મેં તને મના કરી હતી ની?

**સી.**—મના કરી હતી, બાવા; પણ, ઘણી મોડેથી. બચપણથીજ તમોએ હમને સાથે ભેળાવા દીધાં; હમો સાથે રહ્યાં, સાથે ઉછેરીઆં, ને નાહાનપણમાંજ પરોટાયાં,—ને શીરૂમાં, જે વાતનો તમોએ અટકાવ કરીઓ નહીં, તેનો હવે તમો ઇનકાર કરોછો એ કેમ બને, બાવા?

**અ.**—તારી હોરમતની તને દાજ હોય, તો સેહેજમાં બને.

**સી.**—નહીં, નહીં, પીતાજી; તમોએ મને હયાતી બખશી, ને ડહાપણથી તે સુધારી; દીધી વીદ્યા ને વીવેકે તે વધારી; મોટું થયું તમારૂં હેસાન, ને બેહદ થયો આભાર; મગર——

**અ.**—મગર, એડવીનને તો તુંએ ભુલી જવો જોઇશેજ.

**સી.**—નહી, પીતાજી; નાહાનપણમાં તમોએ હમને જુદાં પાડયાં નહીં, તયારે, હવે, મોટપણે શી રવેશ હમો જુદાં પડીશું? તયારેતો, તેના સદગુણો તમોએ વખાણ્યા, ને તેની મુફલીશીની વાતથી મારી આંખોમાં આવેલાં આંસુ પોતાને હાથે લુછયાં.

**અ.**—પણ, એ સંધું હવે તું ભુલી જા, બેટી; અને, હુલડાઇ ભરેલા એ તારા વીચાર મનમાંથી દુર કરી, તારા પીતાની આગ્નામાં રેહે, એટલે, તે તને, તેનાં જીવ અને જીવતર કરતાં વાહાલી ગણશે.

**સી.**—(રડીપડીને) પણ, બાવાજી—

**અ.**—શું, હજી તું સમજતી નથી—ને નાદાની ને હુજત છોડતી નથી!—તયારેતો, હવે, ધીઆન ધરી સાંભળ, અને ખુબ રવેશ યાદ રાખ, કે—અગર તારા હુલડાઈ ભરેલા ઠરાવ મુજબ, એ મારા નીચ, કંગાલ નોકર સાથ તું પરાણશો, તો જીવતાં મારો ક્રોધ તને ડંખશે, ને મરતાં મારા શ્રાપ તને વાગશે. મારો ખવાસ તો તું ઓળખેછે, બેટી, ને મારૂં બોલવું કદી બદલાતું નથી એતો તું જાણેછે; જો, તયારે હવે તને જોઈએ તે મારગ અખતીઆર કર; મારે કંઇ વધારે કેહેવું નથી. (જાયછે.)

**સી.**—થોભ! થોભ—ઓ પીતા! એમ કરતાં મારો જીવ જશે!

......અફસોસ! તે થોભતો નથી, ને પોતાનાં ફરજંદને તુચ્છકારી ચાલી જાયછે!—વારૂ, તયારે, તો,

મારા કઠોર મનના પીતાએ મને નીકાડી મુકીછે તો, હું તારીજ છું. એડવીન. (જાયછે.)

## પ્રવેશ ૩ જો.—જંગલ બીઆબાન.

[વેલેરીઅસ ને પીટર આવેછે.]

**વેલેરીઅસ.**—ઠીકજ થયું! આ ધરમગુરૂનો પોશાક આપણે લઇ લીધોછે તે મને આબાદ કીલ્લા વચ્ચે પોહોંચાડશે. એ ગુરૂની હજુર અમીર સીફરેડી પોતાનાં પાપ કબુલ કરનાર હતો; પણ તેણે એને કોઇ વાર દીઠેલો ન હતો; તેથી, મારાં આંગમાં આ તેનો પાંચે પોશાક જોઇ એ છેતરાયા વગર રેહેશે નહીં. કેમ? મારી મતલબ તારાં ધીઆનમાં ઉતરેછેની!

**પીટર.**—હા, કંઇ થોડી ઘણી.

**વે.**—વારૂ, તયારે તો, આપણા દોસતોને જલદી જઇ મળ. આજનું બીકટ કામ હું તારી સરદારી હેઠળ સોંપુંછું. ચાલ, વેહેલો થા, ને તમને લઇ, બેધડક કીલ્લા પાસે ચાલીઓ આવ—બીજી સંધી જોડવણ તો હું બંધ બેસાડીશ.

**પી**—ઠીક,તયારે;હાલતો,સાહેબ મેહેરબાન! (જાયછે)

**વે.**—તેનાં પાપ તો તે કબુલ કરશે—અને તેમને માટે માફી વતીક મેલવશે! એતો સંધુ ઠીક; પણ મબાદા એમાંથી કોઇ કમકમાટ ભરેલો સાર નીપજશે, જેની નોધ, કઠોર મનનાં આદમીઓ, જેઓ રેહેમ તથા દયાના કાનુનથી બેખબર હોયછે,તેમને શીખાડશે, કે—"ઉદારમનનો માણવી, ભુલશે બહુ અપમાન: ન ભુલશે કેટલાંક, જતાં પોતાનો જાન!"

## અંક બીજો.

**પ્રવેશ ૧ લો**.—એક ઝુપડાંનો માહેલો ભાગ.

**હેનરી**.—(બાહેરથી બીહીતો બીહીતો, આસત.) અફસોસ! અફસોસ! ઓ—ઓ! રખેને કોઇ સાંભળે! (મોહોટે.) માતા! માતાજી! [ઝુપડાંમાં પેસી, આંહી તંહી જુએછે.]—તે ઘરમાં નથી. તયારે, આ કોથળી હું ટેબલ ઉપર મેલી જઇશ; એમાં નાણું છે તે તેણીને કામ લાગશે.

[મેટીલડા આવેછે.]

**મે**.—ઓ દીકરા. તું આવીઓ કે!

**હે**.—હા, માતાજી; ને જુઓ, તમારે થકી કંઈ લઈ આવીઓછ! (કોથળી આપેછે.) હવે તમો ફીકર કરશો ના. બીજી ફેરી હું આવીશ તયારે વળી કંઈ બીજું લાવીશ.

**મે**.—(અજાયબી સાથે) એ કાંહાંથી લાવીઓ, બેટા? કોણે, એ તને આપીઉં?

**હે**.—કોઇએબી આપીઉં; પણ, તમો રાખોતો ખરાં.

**મે**.—પણ, એવું,કરીતે મેલવેલું ધન, રખાય કેમ? અરે-રે! મને વેહેમ લાગેછ તે જો ખરો હોયતો—! ને આજ ત્રણ દાહડા થયા તું કાંહાં હતો, બેટા?

**હે**.—બસ રે! અમોલી રેહે, માએ!

**મે**.—પણ, પેલા વાટપાડાઓનાં ટોળાંનેતો તું જઇ મળીયો નથી?

હે.—ને જઈ મળીયા તો તેનું તમારે શું?

મે.—તેમાં, મારે શું—બેટા? અફસોસ! અફસોસ! કેટલા જોખમમાં તુંએ પોતાને નાખીઓછે? અરે—રે! આદમીઓ વચ્ચે આદમીથી જેઓ નબેહેતર, ને હેવાનમાં હેવાનથી કમતર, તેવા ખુની, લુટારાઓને ખાતર તુંએ તાહરી દાઘવગરની જીંદગી તજી દીધી, બેટા? તાહરૂં સફાઈભરેલું અંતઃકરણ પેવણ કીધું, બેટા? વા વાગતાં જેમને ધ્રુજરાં છુટે, ને ખરા બપોરે જેમને ટાહાડ વાગે, તેમને ખાતર, તાહરૂં ઘરબાર તજ્યું, બેટા? ઉંઘતાં જેમને નીરાંત નહીં, જાગતાં જેમને ધીરજ નહી, જીવતાં જેમનું જીવતર નહીં, મરતાં જેમનો ડાગ નહીં, એવાઓને ખાતર, નીતીનો મારગ તુંએ મેલી દીધો, બેટા? ધરમની જેમને દાજ નહીં, નીરદોશીઓની જેમને કદર નહીં, બેહેસ્ત દુજખની જેમને તમાહ નહીં, માહાતાબથી જેમને નુર નહીં, ને આફતાબથી જેમને તેજ નહીં, તેવાઓને ખાતર, પાપનો એ પેશો તુંએ એખતયાર કીધો, બેટા?

હે.—પણ, હવે બસ કરની, માએ.

મે.—અફસોસ! જીંદગી તાહરી કેવી કંગાલ, બેટા! નીરદોશીઓની નીરાંતથી તું બેનસીબ, બેટા; ને નીરાંતની માતા, જે મોઠી, મધુર ઉંઘ, તેની મઝાથી તું બાતલ, બેટા! ખુશ્બોના ધીમે આવતા ગલબો, જે થાકેલાંને તાજગી બખશેછે, ને દરદીઓ

ને આરામ કરેછે, તેથી, હવે તું બેનસીબ રેહેવાનો, બેટા!—તાહરૂં પાપી અંતઃકરણ ઉંઘતાં પણ તને ડંખવાનું, ને તાહરો પોતાનોજ છાયડો જોઇ હવે તું ચોંકવાનો!

હે.—ચુપ, મા, ચુપ! જો, કોઇ આવેછે!

મે.—કાંહાં છે—કોઇબી નથી?

હે.—નહીં, નહીં, મને કંઇ સંભળાયછે!—જુઓ, આ સામું કોઇ આવેછેની?

મે.—મને કંઇ સંભળાતું નથી, ને દેખાતું બી નથી; શીવાય, સામાં ઝાડે લટકતું પેલા ખુનીનુ મુડદું, જેની ઉપસીઆવેલી આંખો આપણી તરફ ઘુરકેછે?

હે.—ઓ—તેની મને યાદ દેવડાવતી ના! મારી આંખો તેના ઉપર ઠરતી નથી—! પણ તું તાંહાં કેમ જોઇ શકેછ, માતા?

મે.—તાંહાં જોવામાં મને શી બીહીક છે? મેં કયાં ખુન કીધાંછ, બેટા?

હે.—પણ, મેં તો ખુન કીધાં નથી, માતા; તયારે, હું કેમ તાંહાં જોઇ શકતો નથી? અફસોસ—તાંહાં જોતાં મારૂં મન કેવું કમકમેછે!

મે.—પણ, તું વાટપાડો તો છેનો, બેટા? તયારે, ખુનીમાં હવે બાકી શું રહ્યું? વાટપાડો જેનું નામ, પાપનાં કરે જે કામ, ખુદાની નહી જેને પનાહ, દુજખની નહીં જેને તમાહ, કમીનો એવો જે આ-

દમ, કરતાં પાપ હરદમ, ખુનમાં અંતે ખરડશે હાથ, પાપને પૂન ગણશે, એકસાંથ.

હે.—અફસોસ! અફસોસ! તમો કહોછો તે સંધું ખરૂં છે. નાહનપણથીજ મેં નીરાંત દીઠી નહી; ને બચગીથીજ મુસીબતસે વાત કીધી, જેથી, મોહોટપણે એવાં મોહોટાં, ભયંકાર કામમાં મને હાથ નાખવો પડયો. તે છતાં, આજની રાત જતાંજ, એ મારી પાપી જીંદગી હું છોડી દઇશ.

મે—ગુમરાહ બેટા, તુજનો એ ખયાલ, ને તાજુબ તાહરી વાત. કાં નહીં દુ:ખભરી એ જીંદગી તજતો, આજનીજ રાત?

હે.—આજની રાતે તો નહીંજ બને (બાહેરથી બારણું ઠોકાયછે.) આ કોણ! એ કોણ?

મે.—હા, હવે કોઇ આવોઉં, એ ખરૂં.

હે.—જો, મા, તયારે હું જાઉંછું હો. (જાયછે.)

મે.—ઠીક,બેટા;વેહેલો આવજે. (બારણું ઉઘાડેછે.)

[ 'ફેલટન' આવેછે. ]

મે.—(બાજુએ) આતો ઘરડો ફેલટન દેખું! (મોહોટે) કોણ છે, આ તું જઇફ મરદ! કે બદન તારૂં કુલુંજ, ને ચેહેરો જરદ; તથાપી કડકડતી આ થંડીને દરમેયાન—હીંડેછે, બેધડક, બોહોળું આ મેદાન?

ફેલટન.—હું ઉમરાવ સીફરેડીનો પુરાણો નોકર છું, બાઇ; ને જઇફીના સબબથી મારાથી કામ થતું નથી તેથી તેઓ નામવર મને બેઠો મુસારો આપે-

છે, બાઇ. અફસોસ! એકવારતો મારાં સેઠાંણીભી હ-
યાત હતા—કદાચ હાલમાં પણ તેઓ જીવતાં હશે—
પણ હાલતો કંઇ નવા નવા ગપાટા ચાલતા દેખું-
ગામડાં વચ્ચે વાત ચાલેછે, બાઇ, કે તમો ગઇ ગુજ-
રી તથા આવતી તમામ વાતો જાણોછો, ને જમીન
ને ગગન આબ ને હવામાં જે કંઇ બનેછે તેની નોધ
રાખોછો.

**મે**.—કોઇએ તને ભમાવીઓ, બુઢા.

**પે**.—તમો ખફા થશો ના, બાઇ; પણ, મેહેરબાની
કરી એટલું કેહેજો, કે મારાં સેઠાંણીનું વાહાણ ભાગું
તેમાં તેઓતો ડુબાં નથી ની?

**મે**.—વાહ! એ તને કહું, એટલેતું આખાં ગા-
મમાં કહી આવે.

**પે**.—કદી નહીં, બાઇ.

**મે**.—હા, તેમાં શું પુછવું પડે. મળે તેને રસતા-
માં, ને નહીં તેને ઘરે જઇ. વળી, ઘરડાંથી તે વાત
છાની રખાતી હશે?

**પે**.—પણ, હું તેવો નથી ની, બાઈ. તમોતો પાંચે
આંગલાં સરખાં ગણોછો.

**મે**.—વારૂ, તયારે,—સાંભળ—અગર તારી સેઠાંણી
સલામત છે એમ તને કહુંતો—

**પે**—તમને હજાર હજાર દોઆ દઉં; બાઇ.

**મે**—અને તે રહેછે તયાં તને લઇ જાઉંતો—

**પે**.—આતસના સોળા ઓળાંગવા પડે તોબી તમા
રી પુઠે આઉં, બાઇ.

મે.—અને, અગર તેણીને તને દેખડાંઉંતો—

ફે.—તો, નજર ગેબ થાય તયાં સુધી તેણીનું મોહડું જોયા કરૂં, બાઇ.

મે.—તયારે તો, જો—તે પોતેજ તારી સામે ઉભીછ !

ફે.—અરે, એમ ઠઠા કરો ના, બાઈ.

મે.—હું ઠઠા કરૂં, ખુદા ? શું મહારો વાંશવાસુ 'ફલટન' વતીક મને ઓળખતો નથી ?

ફે.—હા, હવે તમને ઓળખીઆં, મારાં બાઇ. તમોજ—તમોજ મારાં સેઠાંણી ! અરે, પણ, તુફાન ના સપાટામાંથી શી રવેશ તમો છુટાં, બાઇ ?—ને તમારી જોડે મારો નાહુનો સેઠ પણ બનચીઓછ, શું ?

મે.—હા, ખુદાની મેહેરથી, હમો બંને બનચીઆં.

ફે.—શુકર છે તયારેતો !

મે.—હા, ખુદાએ હમારી દાદ લીધી,ને તુફાની પવને દયા કીધી;જર ને મતા સંઘુંતો ફાણા થયું,આ ઝુપડાંનાં દામ જેટલું સેહેજ કંઇ રહ્યું;લઈ એટલું,કીનારે હમો આવીઆં; ગુજારી શુકર, આ મેદાનમાં વસ્યાં.

ફે.—અફસોસ ! કેવું ડરામણું મેદાન ! પણ, કંઆલ એ રેહેઠાણ, જલદીજ તમો બદલશો!, ને ખુશી ખુરમી સાથે તમારા મેહેલમાં વસસો.—તમારા ખાવંદ તમને તેડવા મોકલીઆંછે, બાઇ.

મે.—સારચેજ ?

ફે.—હા, સારચેજ. લોકોએ તમોપર જાદુતાના કરવાનું તોહોમત મુકયુંછે.

**મે.**--જાદુતાના કરવાનું !--વારૂ, ઠીકછે; હું આ-વવા તૈયારછું. ખુદા કરશેતો એમાંથી સારૂંજ થશે.

**પ્રે.**--અલબતાં, સબુરીને બદલો સાહેબ આપશે.

(બંને જાયછે.)

---

**પ્રવેશ બીજો.**—કીલ્લા પાસેનું મેદાન.

(સીજીસમંડ મરદના લેબાશમાં આવેછે.)

**સી.**--હમણાં સુધીતો મને કોઈ આદમી મળીઉ નથી, શીવાય મેદાનની વચમાં મળીઓ હતો તે ગામ-ડયો, જેણે પોતાના ગડબડયા કુતરાને વારીઓ, ને એ-વીતો નમનતાઈથી મને સલામ કીધી, કે, મારી ખોઇ દીધેલી હીંમત પાછી આવી.

(લુકસ તથા બીજા ચોરદોડી આવી, તેણીને ઘેરી લીએછે.)

ઓ આકાશી ફરેશતાઓ ! તમો મારી મદદે આવો! ઓ ખુદા ! એ કેવી આફત ! બોલો, ઓ આદમી-ઓ, તમો કોણ છો ?

**લુકસ.**--હમો જંગલના બાદશાહ છીએ, છોકરા! સમંજયો હવે?--જો, તયારે, તારાં ગજવાંમાં જે હોય તે આપી દે; નહીંતો મારીઓ જશો.

(એડવીન દોડતો આવેછે.)

**એ.**—દુર થાઓ, ફીતુરીઓ ! નહીંતો જીવ ખોશો.

**લુ.**— (બાજુએ) તયારેતો, હ્યાં કંઇ ખુનામરકી થવાની. ગમે તે થાય, પણ આપણતો આપણો શીકાર

સંભાળવાના. (મોહોટે) ચુપ રેહે, છોકરા, નહીં તો માર ખાશે.

(એડવીન ચોરો સાથે લડેછે તેટલાં, તેઓમાંના કેટલાક સોલ્જરો સમંડને ઉચકી ચલી જાયછે. આટલામાં કીલ્લામાંથી કેટલાંક હથીયારબંધ આદમીઓ દોડી આવીને ચોરોને નાસી હટાડેછે. ચોરો નહાસી જાયછે. થોડાંક આદમીઓ તેઓની પછવાડે દોડેછે, ને બાકીનાં એડવીનને પકડી કીલ્લામાં લઈ જાયછે.)

---

## પ્રવેશ ત્રીજો—ચોરોનો ગુફો.

(વચમાં લાકડાંની ટેબલ તથા ભાગી તુટી ખુરસીઓ. ચોરો ખાણીપીણી તથા શરાબબાજીમાં મશગુલ છે, ને સરબ પીતાં ગાયછે)

ખનક ફુલકના સરદાર હમો,
છીયે. જગત દરમીયાન.
સહુનાં વચન, હમારાં લગાણ,
લીધા જમીન, ઉપર ગગણ.
સમશેર તેજ, ગાંડે આવેજ,
મગજની પેચ, દેખાડો સેહેજ.
કરીએ નામ, સંપે કામ,
શરાબ જાય, ઉડાવીએ આમ!! (પીએછે.)

**હરમન.**—અરે, સંધાતો કાંસી મુઆ; પણ મને કોઈ પુછશો!—બાટલો હ્યાં ઢકેલોની. (બાટલી લઈ પીએછે.) આહાહા! (ટીકટીને) પણ, શું તયારે, કપતાન સાહેબે પાદરીનાં કપડાં લઈ મુક્યાંછે?

**પી.**—હા, ને તેમની જોડે તેનું નામ બી લઇ મુકયુંછે.

**હ.**—અને,એ રીતે, તેઓ કીલ્લામાં પેસવા ચાહેછ?
(બાહેરથી સીટી વાગેછે.)

**પી.**—જુઓ, જુઓ; લુકસ અસારત મારેછે. ચાલો, એને વેહેલા જવાબ આપો. (હરમન સીટી વગાડી જવાબ આપેછે.)

(લુકસ તથા બ જન ચોર સીજીસમંડને લઇ દાખલ થાયછે.)

**પી.**—ભલે આવીઆ, દોસ્તો! પણ, આ કોણ શીકાર લઇ આવીઆ?

**લુ.**—એ છોકરો હમને રસતામાં મળીઓ; મઠ સોડેથી હમો એને પકડી લાવીઆ. કેમ, એના વીશે શું ધારીઉં ?

**પી.**—હા, વળી ધારવું શું? પણ, થોભો, જરા તલાસતો કરવા દો, કે એ કાંહાંનો રેહેવાશી છે. (સીજીસમંડને.) કેમ, છોકરા; તું કોણ છે—કાંહાંથી આવીઓ છે—ને હમારા સોબતીઓ તને મળીઆ તે વખતે કાંહાં જતો હતો?

**સી.**—મેહેરબાન સાહેબો; મને ઇજા આપશો ના!

**લુ.**—પણ, એને એટલો ઘભરાવીને ના પુછોની. બચારો ઘભરાઇ જઇ ધુજેછે. ઘભરા ના. છોકરા; હમો ફક્ત તારી વાત સાંભળવા માગીએછ.

**સી.**—હું એક રાંક છોકરો છું, સાહેબ; પ્રમાણીક પણ ઘણો ગરીબ છું. સાબી, મારી કને આ થોડુંક નાણું છે તે સુખેથી તમને આપુંછું. (કોથળી આપેછે.)

લુ.—વાહ! ખરોજ અશરાફ દખું.

પી.—ચાલ, બેસી જા, છોકરા; બે બુક ખા. પણ, વેહેલો ખાજે હો, નહીંતો મારા સપાટામાંથી કંઈ બાકી રેહેવાનું નથી! (જલદી જલદી ખાયછે.) કેમ—સં-ભળાતું નથી શું? શું કોઇથી બીહેછે!

સી.—નહીં, સાહેબ, મેં કોઇનું ખોટું કરીઉં ન-થી; તયારે, કોણથી બીહું?

પી.—વારૂ, તયારે, બેસી જાની; વાટ કોણની જુએછ? (સીજીસમંડ બેસેછે.) પણ, પેલા ગવઇઆ-ઓને તો તુએ આગળ રહી રવાના કીધાછેની, લુકસ?

લુ.—હા, અને ઘાટ એવો ઘડી રાખીઓછ, કે કી-લ્લામાં પેસવા પછે,—સામું જોઇ ખા—છોકરા. (સી જીસમંડને)—તેઓએ તેમાં એક રાત આસાએશ લેવાની રજા મેલવવી—કેમ તું સામું જોઇ ખાતો નથી છો-કરા? આપણે પણ, ઘંટ વાગવા પેહેલાં, દાબા બુરજ હેઠળ તૈયાર રેહેવું જોઇએ.

પી.—વારૂ, એતો ઠીક. પણ, આ પોરીઓ કેમ કાન ફફડાવી રહોછ? કેમ રે—સામું જોઇ ખવાતું નથી, શું? (આસતે) આ છોકરો મને ઠીક લાગતો નથી; આપણી તમામ ગોઠવણ જાણી લીએછ, ને કોઇ આગળ વાસસે તો મોકાણ!

લુ.—તયારે, એનો આંકોજ લાવોની, કે મોકાણ મટી જાય.

પી.—અંતે એમજ કરવું પડશે.

હે.—એટલું કામ હેનરી કરશે; એ આપણી વચ્ચે છેત્રો આવેલોછે. (હેનરીને તેડેછે)

પી.—હેનરી, આ છોકરાએ આપણી તમામ ગોઠવણ જાણી લીધીછ.

હે.—ને કેથે વાસી આવશે તો મોહોકાણ.

હે.—નહીં, નહી; વળી એમ કંઈ બને?

હે.—એને ઠાર કરીએ તો કંઇ નહીં બને!

હે.—પણ, એમ શું કરવા! આજનો દાહાડો એને ગુફામાં કેદજ કાં નથી રાખતા?—આંજનીજ આપણને ધાસતી છેની?

પી—આજની હોય કે કાલની—પણ, ફુક મારતાં એ આપણો જાન લેવડાવે એવું છે; માટે, એને મરવું તો પડશેજ.

હે.—(આનાકાનીથી) વારૂ, જો એમજ છેતો—

હે.—જો ની—કેવા ડોકુયાં કરી રહ્યોછ! એ મને બીલકુલ ઠીક લાગતો નથી.

પી—(હેનરીને) જો, હમો જરા લટાર મારી આવીએછ તેટલાં, તું ભુલશે નહીંની?

હે.—વારૂ—ઠીક—

હે—(આસતે) એના વચનપર મને ભરોસો આવતો નથી. વાસતે, જોઉંતો ખરો, કે એ શું કરેછે.

(હરમન વતરોગે સથા ગોર જાયછે; પણ હરમન એકબાજુ સતાઇ બેસેછે.)

સી.—એ આદમીઓની આ છુપી મસલત ને આં-

ખાની અસારતનો શો ભેદ હશે? અફસોસ! એમ-
ને જોઈ મારૂં મન કેવું કમકમેછે!

**હે.**—(આસતે.) આહા! મારી માંતા કોઇ ખરી-
જ જાદુગરની દેખું! તેણીએ કેમ પારખીઉં કે હું
ખુન કરીશ? (મોહોટે.) એઓ આપણને શા માટે
એકલાં રાખી ગયાછ એ તું જાણતો હશે, છોકરા?

**સી.**—નહીં, સાહેબ; હું જાણતો નથી.

**હે.**—એજ વાસતે, કે હું તને મારી નાખું.

**સી.**—નહીં, પણ તમો મને મારશો ના જો!
જુઓ, મેં કંઇ વાંક કીધોછ?

**હે.**—વાંકતો કંઇજ નહીં.

**સી.**—કોઇ દહાડેબી નહીં, સાહેબ. મારી આટલી
જીંદગી ગઇ તેમાં મેં કદી કોઇનું નરસ કીધું નથી,
ને ગમે એવી નાહાની ને નજીવીબી ચીજ, પછે તેના-
માં જીવની જરાબી રજકણ હોયતો, તે ઉપર દયા કર-
વા ભુલીઓ નથી.

**હે.**—અમોલો રેહે, છોકરા!

**સી.**—અરે! જે કામ તમો કરવા ધારોછો તેનું
કરપીણપણું તો જરા વીચારી જુઓ જુઓ, સાહે-
બ; તમારાં માબાપ, દોસ્ત આસનાવ, ભાઇ બેહેન,
કોઇ તોબી હયાત હશે—તેઓ જો જાણશે, કે કોઇએ
તમને મારી નાખીઆ, તો તેઓ કમકમી, દુઃખી થઇ-
નેજ રેહેશે; પણ, અગર તેઓ જાણશે, કે તમોએ
ખુન કરીઉંછે, તો તેઓ તમને શ્રાપવતે ધોઇ નાખ-

શે, ને તમારી ઉપર કહુઆનો વરસાદ વરસાવી રડી ટળી મારગ લાગશે!

હે.—(આસતે.) અરે હું ઝટકો મારી શકતો નથી—મારો હાથ જાણે એ અકરસાવી મુકેછે! વારૂ, પણ હવેતો લગાવીશ! (નાહોટે.) કેમ, તું તૈયાર છેની, છોકરા?

સો.—નહીં—નહીં, સાહેબ, હું તૈયાર નથી—જીંદગી મીઠી છે, ને સહુ કોઇનેજ જીવવા ગમેછે' ભાંયે મુડી લાગેલાં ઘરડાંને મરવા ગમતું નથી, તો હું તો, સાહેબ, જવાનીના પુર જોરમાં નોજવાન બાળક છું.

હે.—તે ગમે તે હોય, છોકરા; પણ, તને મરવું તો પડશેજ!

સો.—નહીં, પણ તમો મને મારશો ના! જુઓ, તમને મારવા ગમતું નથી; તમારા હાથ ધ્રુજેછે; તમારા હોઠ લથડેછે!

હે.—ચાલ, તું તૈયાર છેની? (કમકમી મોહું ફેરવી નાખેછે.)

સો—નહીં, સાહેબ; એમ તમારૂં મોહું ફેરવશો ના. મારે જોવુંછે, કે ગોસપંદનું ગલું કાપતાં કસાઇનો ચેહેરો બદલાયછે કે નહીં: અરે—હજી તમો થરથર કંપોછો, ને તમારી આંખમાંથી આંસુની ધાર તમારા ગાલપર પડેછે. નહીં—નહીં—તયારેતો તમો મને મારશો નહીંજ!

**હે**—નહીં, છોકરા; મારા સોબતીઓને મેં વચન આપીઓછે કે કંઇબી કરી તારો જીવ લેવો. હાથ લ- યછેછ તેની પરવા નથી—ને હવેતો, આએ એ-એ-મ!

(અદેશો મારવા હાથ ઉંચકેછે.)

**સો**—અરે—રે! જરા સમજ રાખજો—સાહેબ— હુંતો ઓરત છું!

**હે**—ઓ—ર—ત!

**સો**—અરે-પણ-એ મારાથી શું બોલાઇ ગયું? અફસોસ! હવેતો મોહોત કરતાં બી વધારે ભયંકાર વીચારથી મારૂં મન કમકમેછે!

**હે**—(આસતે) ઓગોને બચાવી હોયતો મહા પૂન થાય.

**સો**—હા, સાહેબ; બેહેસતનોજ તુસો થાય—ને ફક્ત એટલું એકજ પૂન કયામતને દીવસે તમારી ઢાલ થઈ લાગે.

**હે**—હવેતો, તમો નક્કીજ ફાવીઆં!

**સો**—તયારે, મારો જીવ તમો ઉગારશોની?

**હે**—અગર તમો મરદ હોતે તોપણ હવેતો હું તમને મારી શકું નહીં; સબબ જે તમોએ મને ઓરત કરતાં નાહીંમત કરી મુકયોછ.

**સો**—(રડી પડીને) ઓ સાહેબ! તમારી મેહેરબા- નીનો બદલો વાળવા મારી કણે ઉપકારથી ખરતાં આંસુ ને જીગરથી ઉભાતી દોઆ વતરોગે બીજું કંઇ નથી!

હે.—કંઇ ચીંતા નહીં, બાઇ; એજ એક એવો બંદો છે, કે જે લોહી માટે તરસતા નાપાક ખુની, તથા ખુન રેડવા તલપી રહેલા બેરેહેમ જલ્લાદને વતીક, તેનો પેશો બજાવતાં અટકાવે. પણ, રાત નકામી જાયછે. મારા સોબતીઓ મારી વાટ જોશે. એક ખુનીના વીસવાસપર તમો બાહેર આવશો, બાઇ?

સો—હા, મને તમારી ઉપર પુરતો વીશવાસ છે.

હે.—તયારે તો, ચલો; હું તમને એ આફતમાંથી બચાવીશ.

હુરમન—(વચ્ચે દોડી આવીને) નહીં! એમ કદી બનશે નહીં!

હે.—(ચમકીને) એ—એ કોણ—હુરમન?

હુ.—હા, દોસ્ત. હુરમન!

હે.—વારૂ, પણ તું આઘો રેહે, ને હમને જવા દે.—જો, આ એક ઓરત છે.

હુ.—ઓરત મુવીને ફરેશતો હોયતો શો મુજાકો છે?

હે.—અરે—એના ઉપર જરા નજરતો કર; જો એ કેવી ગાફલ ને નીરદોશ, પવીત્ર દીસેછે! શું તને જરાબી દયા આવતી નથી?

હુ—મારી જે ફરજ છે તે હું બજાવવાનો.

હે.—લીઆનત! ફીટકાર છે! તયારેતો, એવાં કંગાલ, કમીનાં આદમીપર! ખરેજ કોઇ સેતાન દેખું!

હુ—ત્યાંથી હીલતો ખરો; એટલે સેતાન ને ભુત સહુ દેખડાવી દઉંછ!

હે.—(તલવાર એંચાને) તયારેતો, આ વતરોગેબી-જો ઈલાજ નથી.

હ.— (તલવાર એંચોને) એવો ઇલાજ તું એકલા-પાસે નથી.

હે.—ખુન જો લાચારે રેડવું પડે તો મરદનુંજ રે-ડીએ.

હ.—એમાંથી એકનું રેડાશેજ.

હે.—ચાલ. તયારે — (બંને જાયછે.)

સાૈ.—હાથ જોડીને) ઓ હું. નીરઅપરાધીઓને સાહ્ય થનાર ને પાપીઓને પાયામાલ કરનાર પરમદ-યાળુ પીતા! સતની તરફથી જે લડતા હોય, ને મન-શાની જેની નેક હોય, તેને તું સાહ્ય થા—તેને તું ગેબી કુઅત બખશ! અરે! આ શું? તેમની તલવારનો ખખગાટ હવે સંભળાતો નથી!—અફસોસ! આ છા-તી ફાડી નાખનારી ચુપકીદી કેવી ડરામણી લાગેછે! (હેનરી આવેછે.)

હે.—ચાલો, હવે કંઇ ફીકર નથી.

સાૈ.—કેમ? તે મારીઓ ગયો શું?

હે.—મારીઓ ગયો ને અતયારતો કાંહાંનો કાંહાં અટવાઇ ગયો હશે. તેની લોથ મેં નદી વચ્ચે ફેંકી દીધી, ને નદીનાં બોહોળાં પાણી તેને ઘસડી ચાલી-આં. તે ચંડાલ માટે તમો દલગીર થશો ના, બાઇ. તે એક સંગદીલ-સેતાન, એક બેરેહેમ, બદમસ્ત ખુની હતો, જેણે ખુનમાં ઉછરી ખુનામરકીમાંજ જીંદગી ખતમ કીધી. પણ, ચાલો હવે, વેહેલાં થાઓ. આ કંઈ વાત કરવાનો વખત નથી. (બંને જાયછે.)

## અંક ૩ જો.

**પ્રવેશ પેહેલો.**—મારગરી ડોસીનું ઝુપડું.

(હેનરી સીજીસમંડને લઇ દાખલ થાયછે.)

**હેનરી**—જે કંગાલ રેહેઠાણ વીશે મેં તમને કહ્યું હતું તે એજ. આજની રાત તમો હ્યાં ગુજારો; પછે સવારે તમારી મરજી પડે તાંહાં જજો.

**સી.**—હ્યાં જે ડોસી રહેછે તેણીને તમો પછાનો છો ? (ચભરાઇને આજુબાજુ જુએછે.)

**હે.**—તેણીને હું સારી રીતે ઓળખુંછ, બાઇ; તે ઘણી ભલી ને ભકતીમાનછે. તે આવે તાંહાં સુધી હું થોભત; પણ, શું કરૂં. બાઈ; હું લાચારછું. સબબ જે, હવે જલદી મારા સોબતીઓને હું જઇ મળીશ નહીંતો તેઓ મારા ઉપર શક લાવશે. વારૂ, પણ વખતે આપણ ફરી મળશું, કે વખતે નહીં મળસુ; પણ તમો મને ભુલી જશો નહીંની ?

**સી.**—ઓ મેહેરબાન સાહેબ ! તમોએ મને જીવતદાન બખશયુંછ; તમને મારી હયાતીના છેડા સુધી યાદ કરીશ.

**હે.**—વારૂ, બાઈ; તયારે હું રજા માગુંછુ.

(નમીને જાયછે.)

**સી.**—જે ઉજડ ને એકાંત મેદાન મારા બાપીકા કીલ્લાની આસપાસ આવીયુંછે તાંહાં, હુંએ કોઇકોઇ વાર સાંભળીઉંછ જે, એક કંગાલ ઓરત રહેછે, જે છાલાપાલ્લાની એટલીતો માહીતી ધરાવેછે, અને તેમને

એવીતા ઉત્તમ રીતે વાપરી જાણેછે, કે આખું ગામ-કું તેણીને ડાકણમાં ખપાવેછે, અને કોઇ તેણીની જોડે વેહેવાર રાખતું નથી. આ રેહેઠાણ તેજ કંગાલ ઓરતનું હશે, સબબ જે, એવાં ઉજડ ડરામણાં મેદાનમાં રેહેવાની તેણી વગર કોઇની હીંમત ચાલે નહીં.

(બાહેરથી બારણું ઠોકાયછે.)

**૧ ખીદમતગાર.**—(બાહેરથી) અરે અંદર કોઇ છે કે નહી?—બારણું ઉઘાડો!

**સો.**—અરે! એતો મારા ચાકરનો અવાજ દેખું! રખે એ મને ઓળખે!

**૨ જો ખી.**—ઉઘાડો જલદી—વેહેલાં થાઓ!

**સો.**—આ સમે, મને ધીરજથી, સાવચીતીથી, કામ લેવું પડશે. ઠીક છે! મને એઓ ઓળખી નહીં શકે એવી તદબીરથી હું કામ લઇશ. ને હું કોણ-છું તે જાહેર ન પાડતાં, જે દગો થનાર છે તે જાહેરમાં લાવીશ. (બારણું ઉઘાડેછે.)

(ઉગરાવ સીફરેડીના ત્રણ ખીદમતગારો આવેછે.)

...દીવાનાં આદમીઓ, આ શું તોફાન?

**૧ ખી.**—તેમાં શું પુછવું! એતો ભાએગ મોટાં, કે તમે ઝટપટ બારણું ઉઘાડયું, નહીંતો એક અંચકો મારત તો બારણું ને ઝુપડું સહુ ગેબ થઇ જાત.

**૩ જો ખી.**—ને તેમાંજ તમો દટાઇ મરત.

**૨ જો ખી.**—ને કબર બાંધવાનીબી જરૂર પડત નહીં.

**સી.**—અરે ઓ મગજના ફરેલાઓ! અરે ઓ ગરીબને સતાવનાર ને મોહોટાંની હજુર ખાકમાં સર મસળનાર ખુશામતખોરાઓ! એટલી બધી બેઅદબી કેમ કરી રહ્યા છો? બુલંદ મેહેલો ને ભારી ઇમારતોની જાળવાણી કરનાર મોહોટી, ભારી સાંકળો જેવીજ બલકે તેથીબી પવીત્ર—ગરીબોનાં ઝુપડાંની સાંકળો ગણાવી જોઈએ એ શું તમો જાણતા નથી? તમો સમજતા નથી, બેવકુફો, કે ગરીબોના દરવાજા મોહોટાંજ જોર જુલુમથી ભાંગેતો પછે તેમની જાળવાણી તે કોણ કરે!

**૨ જો. ખી.**—પણ, હમારા સરદારનો હુકમ થયો તાંહાંથી હમારો શો ઈલાજ! તેનો હુકમ છેની કે આ ઝુપડાંમાં જે મળે તેને પકડી લાવવું.

**સી.**—પણ, અગર જરા વધારે ધીરજથી તે હુકમ બજાવશો, તો કંઇ ખોટું થવાનું નથી. ચાલો, હું મારી ખુશીથીજ તમારી સાથે આઉં છું. (જાય છે.)

---

**પ્રવેશ બીજો.**—કીલ્લાની બાહેરનો દેખાવ.

[હિનરી આવે છે.]

**હે.**—એક ઘડીભર ફરી અંદેશો કરવાની ફુરસત છે. તયારે, એ નાઆરસ ખુનીઓમાં હું પાછો ભેળાંઉં કે નહીં! અફસોસ! મારા જાનની સલામતી ખાતર મારે તેમ કરવુંજ પડશે. તોપણ, આજ રાતે જે હબકનાક, કમકમાટભરેલી મુસીબત આ કીલ્લાના રેહે-

વાશીઓ ઉપર તેઓ ગુજારવા માગેછે તેનો તો ગમે તે થતાંબી હું અટકાવ કરીશ. આ કાગળમાં તે ચંડાલોનાં કાવતરાંની થોડી ઘણી તમામ બીના લખી છે ખરી, પણ વળી સામું તેમને માટે જીવતદાણ માગી લીધુંછે. એ હું કીલ્લા વચ્ચે ફેંકીશ--ખુદા કરશેતો એથી કેટલાંકોના જીવ ઉગરશે. (તીરમાં કાગજ પોઇ કીલ્લામાં ફેંકેછે.)

---

**પ્રવેશ ૩ જો.**—અમીર સીફરેડી તથા ખીદમતગારો.

**અમીર.**—શરમ છે તમને, કે જરા વધારે સાવચીતી વાપરી તેણીને છોડવી નહીં લાવીઆ.

**૧ ખી.**—તેમની સંખીઆ વધારે પડીની સાહેબ. હમોતો ફક્ત પાંચ સાત જણ ને તેઓતો મોહોટા જબરદસ્ત અરધી કુડી.

**૨ ખી.**—અને વળી સંખ્યા હથીઆરબંધ.

**અ.**—વારૂ, ચીંતા નહીં. જાઓ, એડવીનને લઇ આવો. (ચાકરો એડવીનને લાવેછે.)

...તયારે, સાહેબ, તમારૂં નેક કામ પાર પડયું નહીં—ને મુજપર જે નવાજેશ તમથી થનાર હતી તે થતી રહી ગઇ?

**એ.**—તમો એવી રીતે બોલોછો, સાહેબ, કે તમારી બેટી ખુનીઓના હાથમાં કેદ છે તેનો જાણે તમને ખયાલ નહીં હોય?

**અ.**—મારે તેનો ખયાલ રાખી શું કરવુંછે, છોક-

રા; મેં તો હવે તેણીને નોવારી મુકી; પછે, તું કરતાં વધારે નીચ, કંગાલ આદમીઓના હાથમાં તે ગઇ તોબી મને થોડીજ દરકાર છે. તું જેવા બદતાલેના કમીના ફરમાબરદારથી નબેહેતર તે કોણ મળવાનુછે?

**એ**.—તમો સાચ્ચું કહોછો, સાહેબ. મારાં આંગ ઉપર જે જખમો મોજુદ છે તેઓ એ વીશેની ગુહાઇ પુરશે. પણ, એ જખમોમાંનો એક જે ઘણો જબરદસ્ત જખમ છે, તે ખચીત કરીને તમને ગઇ ગુજરી હકીકતોની યાદ દેવડાવશે. તમો ભુલી ગયા નહીં હશો, સાહેબ, કે 'હેસટીંગસ' નાં મેદાનમાં તમો ખાકમાં લોટતા હતા, ને દુશમનનો કોહાડી તમારાં મસતકપર ઉંચકાયલી હતી. એ સમે, જયારે મોહોતે તેનું ભયંકાર જડબું તમને ગળી જવા વકાસેલું હતું તે વખતે, કુહાડીનો જરબ જેણે પોતાની પીઠપર ઝીલી તમારો જીવ ઉગારયો તેને તમો ભુલી નથી ગયા, સાહેબ?

**આ**.—તેતો તાહારી ફરજ હતી, છોકરા.

**એ**.—પણ,તે વખતેતો, સાહેબ, તમોએ મને તમારા જીવના ઉગારનારનું નામ બખશયું, ને મારી જવાંમરદીની એટલી બધી તારીફ કીધી, કે તેના હરખમાં, મારી ગરીબી ને "હલકું કુળ" હું ભુલી ગયો, મારી ગરૂરી ઉસકેરાઇ,ને તે વખતની મારી હાલત કરતાં વધારે ચઢતે દરજજે ચઢવાની મને ઉલટ થઇ. એ ઉલટમાં તમો વધારો કરતા ગયા, ને જયારેબી જવાં-

મરદીનો કોઇ હુદયો કે નામદારી થકી મેલવેલું કોઇ ઇનામ તમારી માહતાબની શાણીની બેટીના પગપાસ હું રેહવા લાગો, તયારે જોકે તણીએ હોંસ ને ઉમેદ ને મોહોબતભરી નજરે ને શીરીન જબાને મારી જવાંમરદીની વખાણ કીધી, ને ચીંતાતુર ચેહેરા સાથે મહારી સલામતી માટે કાળજી દેખડાવી, તોપણ હુમારા વચ્ચે તમોએ કોઇ રીતનો અંતર પાડયો નહીં. એ રીતે, રમત-ગમત, મોજ-આનંદ ને ખુશી-ખુરમીમાં હમો સાથે ઉછેરયાં, નાહાનપણની દોસતી મોહોટપણે મોહોબતમાં બદલાઇ, ને મોહોબતનો એ આતસ તમોએ નીભાવીઓ—

**આ.**—જે મેં મના કીધો.

**એ.**—મના કીધો!—અને તે શા માટે વારૂ!

**આ.**—તારાં હલકાં તોખમને ખાતર.

**એ.**—: હું! પણ તેનોતો હવે કોઇબી ઇલાજ નથી. મારા નીઆગાનોનાં હાડકાં એકઠાં મેલવી તેમના ઉપર મોહોટાઇનો છાપ મારવાનોતો હવે વખત નથી. મારી હયાતીથી ખલકને શો ફાયદો થશે એ જોકે હું કહી શકતો નથી, તોપણ ખુદાએ એકવાર મને હયાતી બખશીછે તો તે નેકનામી તથા મરદાનગીનાં કામ કરવામાં હું વાપરીશ, ને તોખમની નજીવી ખામીઓ વીશરાવી મુકી આવતી ઓલાદનાં મનપર મારા સદગુણોની નોંધ હંમેશ સુધી તાજી રાખીશ.

**આ.**—ખુબ દમામથીજ વાત કરતો દેખું!

**એ.**—તમોએ એવી એક વાતનો ઇશારો કીધો, સાહેબ, કે તેથી મારૂં લહુ ઉકળી આવીયું; પણ ચાલો, એ બાબદ હવે પડતી મેલી વધારે અગતની બાબદ વીશે બોલીએ. તમારી એકપુરી બેટી, સાહેબ, લુચ્ચા લુટારાઓના હાથમાં ગીરફતાર છે. મારી જોડે તમારાં આદમીઓમાંથી ફકત ૨૦ અથવા ૧૦ અથવા ૫ આદમી આપો, એટલે એક પળવારમાં હું તેણીનો છુટકારો કરૂં. યા જો એક બેટીના જીવ કરતાં તમારા નોકરોને તમો વધારે ગણતા હોવોતો, કંઇ નહીંતો મને મારૂં છુટાપણું બખશો, એટલે હું એકલોજ તેણીની મદદે જાઉં; ને મારા જીવનું જોખમ થતાંબી તેનો જીવ ઉગારૂં.

**અ.**—હાલ તુરત તો, એ તારો સંધી મરદાનગી ફાલતુજ પડી રેહેશે, છોકરા. અમને તેનો ખપ નથી, અને તું ઉપર યત્તબાર પણ નથી. (ખીદમતગાર આવેછે.)

**ખી.**—કથબરટના મઠમાંનો કોઇ બેગાનો મરદ તમને પુછેછે, સાહેબ.

**અ**—ઠીક, મોકલ હીયાં તેને; મારે તેનું કામ છે. આ દીવાના આદમીને હીયાંથી લઇ જાઓ, ને એને મજબુત ચોકી પેહેરા હેઠળ સાંકળોથી સીકરી રાખો.

**એ.**—ઓ ખુદા! તીયારેતો મારી વાહાલીની જાળવણી તુંજ કરજે!

( ખીદમતગારો જોડે જાયછે. )

**અ.**—હવે તું જાગતું થા, ઓ મારાં સુસ્ત જી-

ગર, ને એ પહુરેજગાર મરદની હજુર તારો ભરમ ખુલ્લોકર.

(ચોરોના સરદાર વેલરીઅસ ધરમગુરૂનો લેબાશ પેહેરી ખીદમતગાર જોડે આવેછે.)

**અ.**—(ખીદમતગાર જાયછે તેને) ખબરદાર, સાવચીત રેહેજો. જુઓ-હીયાં કોઇ આવે નહી—(ગુરૂને) ભલે આવીઆ તમો, ગુરૂજી;હું ધારૂંછ કે પેલા નેકીના ફરેશતા ભલા ને પહુરેજગાર ડનસટન તમો પોતેજ છો?

**વે.**—હા, તેજ મારૂં નામ.

**અ.**—એ નામ તેની નેકી તથા નામદારી ને સવાબનાં સેંકડો હજારો કામ માટે મશહુર છે, અને એ ફરેસતાઈ નામના સાધુનું ડહાપણ ગુનેહગારોને તેમનાં પાપોની માફી અપાવવામાં ઘણુંજ અકસીર છે.

**વે.**—જે જુજબી લાયકાત મારાંમાં છે તેની તમો હદથી જ્યાદા વખાણ કરોછો, નામવર; મગર, મારા કીસબમાં હું કાચો નથી.

**અ.**—તેમાંજ મુજને તમારી મદદ ને સલાહ જોઈએછે.

**વે.**—તયારેતો તમારી બેચેનીનો સબબ તમો ખુલ્લો કરો, ને, અવલથી તે આખર સુધીની તમામ વીગત મને જાણવા દો; સબબ કે તનનાં દુઃખ મીસાલ મનનું દુઃખ પણ અગર શરમ યા ગરૂરીને લીધે તબીબથી થોડું તોબી છુપાવવામાં આવેછે તો તે દરદ કરવાના તેના ઇલાજ ઘણીવાર નકામા જાયછે.

**અ.**—તમો જાણતા હશો, સાહેબ, કે આ ટાપુ નહીં મગર શેહેરે નૉરમંડી મારૂં બાપીકું વતન છે.

**વે.**—એમ હુંએ સાંભળીઉંછ, ખરૂં.

**અ.**—એ શેહેરમાં મેં આબરૂદાર તોખમ તથા ખુબ ચેહેરેની એક ઉમરાવજાદીસે શાદી કીધી હતી.

**વે.**—એ શેયાદી મુબારક થઇ હશે?

**અ.**—મુબારકતો થતેજ, નેક પાદર, અને તે ચંદરજોતની સંગતમાં મારૂં દીલ સદા એશ આરામમાં મશગુલ રેહેતે; પણ અફસોસ! તમો, જેઓ આદમીના ખવાસથી સંધી રીતે માહીતગાર છો તેઓ અલબતાં જાણતાતોજ હશોજ, કે કમઅકલ ને કમતાલેનાં કેટલાંક આદમીઓ બેહેસતને ભુલાવનારાં સુખનું પેયાલું પણ કોઇ વાર કાતેલ ઝેરથી પેવન કરેછ, ને પોતાની ખુશીખુરમીની જીંદગી સરગરદાનીથી ભરી બેહેસતને કોઇવાર દુજખ બનાવી મુકેછે.

**વે.**—અફસોસ! કોઇવાર એમ બનેછ ખરૂં.

**અ.**—તેવીજ કીસમનું કંગાલ, કમીનું આદમી મને પણ સમજજો.—તમો માનશો, સાહેબ—ને અગર ખુદાના બંદા હોવોતો માનજો, સાહેબ, કે જે વખતે તે નેકજાત બાનુની સંગતમાં હું ઘણાંમાં ઘણું સુખ ભોગવતો હતો, અને તે નાજનીન પોતે પણ મારી મોહોબતમાં ઘણાંમાં ઘણી ચકચુર રેહેતી હતી, તેજ વખતે કમબખતીનો મારીઓ હું તેણીની પાકદામાન ઉપર શક લાવવા લાગો—અને તેનો સબબ

એટલોજ, કે તે નાજનીન આફતાબની મીસાલ જે-હાનને રોશન કરનારી ને ચઉદસના માહાતાબની શા-ણીની, ખુબસુરતીમાં બેહેસતની પરી મીસાલ અને અસીલાઇ, ડહાપણ તથા પાકીજગીમાં બેમીસાલ હતી; મગર, હું પોતે તકદીરને રોશન કરનારા એવા તમા-મ ગુણોથી બેનસીબ હતો. વળી આટલામાં, કરવું હેરેમનનું, કે મારાં બદ તાલે તથા હીણ સીતારાના સબબથી મુસીબત તથા ગરદેશી પેદા કરનારો મુજ-ને એક રૂકો મળીઓ, જેમાં નરે શેરનાં જીગર વીંધ-નાર તેજ સમશેર કરતાં વધારે તીણા ફકત આટલા-જ સખુન લખેલા હતા—કે "અહે આદમ! તારી મો-હોરદારને તપાસ!"

વે.—અવાક્ષપશેમાન! દુજખની કેદમાંથી ખુદા તેને નેજાત બખશજો! મગર, લખણાર કોઈ ખરોજ એહેરેમન દેખું.

અ.—પેહેલાં મારો અહેવાલ તમામ થવા દઇ, પછે ડહાપણની ખુબીથી દરીઆફત કરજો, બાવા.—મ-જકુર સરગરદાની ભરેલા નેહેસત રૂકાની પછી થોડું-કમાંજ મુજને તેવોજ એક બીજો મળીઓ, જેમાં તો બેહુએઆઇનો પડદો એકદમજ ખોલી ખુલું લખે-લું હતું કે ફલાણે દાહાડે ને ફલાણે વખતે મારી મો-હોરદાર તેણીના આશક જોડે ખેલવતમાં બેઠેલી મા-લમ પડશે; માટે તે વખતે હુએ હુશીઆર રેહેવું! હું શું કહું, નેક પીતા, આ બીના વાંચવાથી મુજનાં.

જીગરમાં અદેખાઇનું ભડકું ઓરબી ભડકયું, ને રીશનું બળતું ઓરબી સળગયું—જે ઘડી તથા દાહડોવાર રૂકામાં લખેલાં હતાં તેની હું બેહદ ઇનતેજારીથી રાહા જોવા લાગો, ને આઇનદે જયારે તે ઘડી નજદીક આવી તીયારે કાર ક્રોધનો મારીઓ હાથમાં સમશેર લઇ દીવાનાની પેઠે મારા મેહેલમાં પેહો, ને જોઉં શું કે હુંએ બાંધેલી તરક તથા રૂકામાં જાહેર કરેલી બીના ખરી હતી—ને મારી ઓરત, મારી ખુદ ખેઆબગાહના ઓરડામાં, કોઇ બેગાના જવાન સાથ ગુફતેગુમાં મશગુલ હતી—

વે.—અને તબી વળી તમારો ખાશ ખુઆબગાહુમાંજ ?

અ.—આ સમે, દીવાણુપણાંની અસરથી સર મારૂં ગુમરાહ થઈ ગયું, ગુસ્સાનો આતશ મારાં જીગરમાં સળગી ઉઠયો, લથરતે હાથે ને ધ્રુજતા ધ્રુજતાએ તેણીનાં બદનપર મારી સમશેરનો હુંએ એક જરબ મારીઓ, તેણીનું નાજુકબદન લહુમાં ગરક થઇ ગયું, અને તે તડફડી જમીન ઉપર ફસડાઇ પડી; પણ માઠાં ભાયગે બનાવ એવો બનીઓ કે એ સંધુ વીતીઉં તાંહાંસુધી તેણીની જોડેનો બેગાનો શખસ વટાણા વાવી ગયો. હું તેને દુમબાલે દોડયો, અને સેંકડો કદમ સુધી તેનો પીછો ધરીઓ; પણ કમ ભાયગે એ વખતે આફતાબ આથમણની મંજલમાં ગુરબ હતો, અને માહાતાબ વાદળાંમાં છુપાયલો હતો તેથી તે ચં.

ડાલ મારી ચુંગાલમાંથી જીવતો સહી સલામત છટકી ગયો. હું પાછો ફરીઓ,—અને જોઉં શું કે મારી મોહોરદારનાં બદન ઉપર પડેલો જખમ જોકે ઘણો મોહોટો હતો તોપણ તેની પરવા ન કરતાં, ને મારા એક પુરા વાહાલા બેટાને લઇ ઘભરાટની મારી સમુદ્ર કાંઠે દોડી ગઇ હતી, અને તીયાં આવતાં વારજ એક સીતાબ ચાલની કીસતીમાં સવાર થઇ, આ ટાપુ જે તેણીનું વતન હતું, તીયાં આવવા નીકળી હતી. પાછળથી ખબર મળવા મુજબ, તેણીની કીસતી આ કીનારાની છેક અબોઅલ આવી તેમાંના તમામ અસબાબ તથા તમામ આદમી સુધાં ગરક ગઈ હતી.

**વે.**—મુસીબત તમારી બેશક ઘણી મોહોટી ને હેવાલ તમારો બેશક ભીત્તર જખમી કરનારોછે; પણ એમાં તમારી તકશીરતો કંઇ નથી: તમારી ઓરત ગુનેહગાર હતી ની?

**અ.**—નહી, બીલકુલ નહીં! કોઇ લુચ્ચા દગાબોરે મુજને સજડ ભમાવીઓ હતો.—થોડુંકમાંજ મુજને એક ત્રીજો રૂકો મળીઓ, જેમાં તે ચંડાલે પોતાનું કાવતરૂં ખુલ્લું કરી લખીઉં હતું, કે "તાહરી મોહોરદાર બેગુનાહ હતી; મગર હજીતો મારૂં અરધું વેર વળીઉં નથી!"

**વે.**—'અરધું વેર વળીઉ નથી!' તીઆરેતો તે કોઇ એવો શખસ હશે, સાહેબ, કે જેના ઉપર તમોએ કોઇ રીતનો સીતમ યા કોઈ મોહોટી બેઇનસાફી ગુજારી હશે.

આ.—એવું લાગેછ ખરૂં; મગર, ખુદા મારો શાયેદ છે—આ ઘડી સુધી મને ખબર નથી કે એવો તે કુયો શખસ છે, ને એવો મોહોટો સીતમ મેં કોણના ઉપર ગુજારીઓ હતો.

વે.—તાજુબ જેવી વાત છે. તમો દરીઆફ્ત કરો, સાહેબ.

આ.—પણ, મને એવું કંઈજ યાદ નથી આવતુંનો, બાવા.

વે.—ઘણું અચરત સરીખુંછે. શું તમારી આખી જીંદગીમાં, કોઇ, એક શખસનેબી તમોએ કોઈ મોહોટા સીતમથી અથવા કોઈ મોહોટી બેઇનસાફીથી ખીજવીઓ નથી?

આ.—નહીં, કોઈ દાહાડેબી નહીં.

વે.—"કોઇ દાહડેબી નહીં!" સબર આજેજ તને તેની યાદ આપુંછ. (બાજુએ.)

આ.—મારી આખી જીંદગીમાં જો કોઈનેબી મેં જાણી બુજીને ઇજા આપી હોયતો તે ફક્ત એકજ શખસ હતો. પણ તેના ઉપર ગુજરેલી બેઇનસાફીનો બદલો તો પાછળથી એવીતો ઉમદા રીતે મેં વાળી આપીઓ હતો, કે—મારી નવાજેશની ખુશબખતીમાં મારી તરફની હસદ તથા મુજ ઉપરનો ગુસ્સો તે તદન ભુલી ગયો હતો.

વે.—બેશક! વાત બહુ સાચ્ચી. (આસતે.)

આ.—અને વળી તે શખસતો આજ કેટલુંક થયું ગુજરીબી ગયોછે.

**વે**.—અંહું! એમ તું ખાતરીથી જાણેછેની? (આસતે)

**અ**.—પણ, મબાદા તે હયાત હોય તોપણ તે વીશેની તરફ તથા ખેયાલ બાંધવામાં વખત ગુજારવાથી હવે શો ફાયદો થનારછે? તે હબકનાક કમકમાટભરેલા બનાવનો બનાવનારતો જુઓ, હું તમારી સામે ઉભોછું! જે રવેશ કોઇ ઉજડ મકાનમાં કોઈ પલીદ દેવ યા દરૂજ વાસો કરે તેજ રવેશ એ સુમીઅત ભરેલા નેહેસત બનાવની યાદદાસતે મારાં મગજમાં વાસો કીધોછે—અને સુખચેન, દુરઅંદેશી, નીરાંત તથા આસાએશ, એ સંધાંને હાંકી કાઢી તેમની જગા લઇ મુકીછે. હવે, તમારી સોડે એવો કંઇ ઉપાય છે, સાહેબ કે જે મારાં મગજમાંથી એ હબકનાક બનાવની યાદદાસત સદાબરી દુર કરી મારાં મનને નીરાંત બખશે—એવો કંઇ ઇલાજ છે સાહેબ, કે જે મને અગાઉના જેવો પાછો શાંત ને વીચારવંત બનાવે, ને અગાઉની પેઠે મને રાતની મીઠી, મધુર ઉંઘ ને દીસની નચીંતાઇ પાછી બખશે—કે જેથી આકાશમાંથી પડતા દવથી તાજગી પામતાં ફુલોની મીસાલ હું પાછો તાજગી પામું? જો ટુકમાંજ કહુંતો—(ખીદમતગાર દાખલ થાયછે.)

**અ**.—અરે! અંહીં આવવાની તમને મના હતીની?

**ખી**.—મના હતી, ખુદાવંદ; મગર ડાબા બુરજમાં ફરતાં મુજને આ તીર મળીઆ, જેમાં આ કાગજ ભેરવેલું હતું—અને મબાદા એ કંઇ અગતનો સં-

દસો હશે એવું વીચારી એ હું તમ નામવરની હજુ-રમાં લાવીઓ. (ગુઠણુ મંડીએ પડી તીર આપેછે.)

**અ.**—અહં! એ શું?—એ ઉપર કંઈ હરફ લખેલા નજર આવેછ ખરાં; પણ કંઇ ઉકલતા નથી—વાંચો સાહેબ તમો, ને દરીઆફ્ત કરો કે એ શું છે?

**ખી.**—હું ઉમેદ રાખુછ, સાહેબ, કે મારી બેઅદબી તમો નામવર માફ કરશો.

**અ.**—વારૂં, બાહેર ઉભો રેહે—ખબરદાર ફરી એમ દોડી આવતો ના. (ખીદમતગાર નમીને જાયછે.)

**વે.**—(આસતે) નખોત!

**અ.**—અરે! ગુરૂજી વતીક ગુચવાયા શું?

**વે.**—હા, ગુચવાવા જેવું કંઇ છે, ખરૂં; પણ, ફરી જરા વાંચવા દો.—હા! હવે હું સમજયો—એતો, સાહેબ, કીસ્સા કાહાણીની સહરાગત તથા દંતકથાઓની મતલબ ઉપરથી ગાળી કાઢેલી લાવણીઓ, જેવી કે મોહોલ્લે મોહોલ્લે ને રસતે રસતે દરવીશો ગાયછે તેવી, એક લાવણી છે, ને અનીતીભરેલા લબઝોથી એટલીતો ભરપુરછે, કે તમારી સનમુખ એ વાંચવી બેજા છે.—પણ, આપણો કીંમતી વખત એવી વાતો ઉપર રોકાવો જોઇતો નથી—ને જે ગંભીર બાબદો વીશે ગુફતગો કરવા આપણ મળીઆ છીએ તે વધુ વખત એકકોરે મેલાવી જોઇતી નથી.—તમારો હેવાલ, સાહેબ, મેં ધીઆનથી સાંભળીઓછે; તમારા ગુનાહ બેશક ઘણા મરગરજાન છે.

**આ.**—અફસોસ ! ઘણા મરગરજાન.

**વે.**—મગર, ખુદાની કુદરત બરહક છે, અને તેની રેહેમદીલીનો પાર નથી—જે આદમીઓ પોતાના ગુનાહની તોબાહ સાફ જીગર ને આલેશ મનથી કરેછ તમને દુજખની કેદમાંથી તે કરીમો રહીમ કોઇવાર નેજાત બખશેછે. વારૂ, હાલતો મુજને હીયાં એકલો રાખી તમો જરા આંઘા થાઓ, એટલે હું મારાં મનમાંથી બીજી સંધી બાબદોનો ખેયાલ દુર કરી ખુદ તમારાજ અહેવાલ બાબે દરીઆફત કરૂં.

**આ.**—ઠીક, બાવા, તીયારે હું જાઉંછું.

**વે.**—હા—પણ તેટલાં આટલું જાણી તમો દીલાસો પામજો, કે તમને હું એવો કોઇ ઇલાજ બતલાવવાની કોશીશમાં છું, કે જે તમને હંમેશ સુધી નીરાંત વાળશે.

**આ.**—શું ? હમેશ સુધી ? તે કમકમાટ ભરેલા બનાવની ડરામણી યાદદાસત ફરી મુજને કકલાવવા મારી સનમુખ આવી ઉભી નહીં રહે એવી રીત ?

**વે.**—હા, તેનો ખેયાલ તમારાં સવપનાંમાં વતીક આવે નહીં એવી રીતે. (આસતે.) સબબ કે મુએલાંને સવપના આવતા નથી !

**આ.**—તીયારેતો, ખુદા તમને ફતેહમંદી બખશે.

(જાયછે.)

**વે**—(ગજવાંમાંથી રૂકો કાઢીને વાંચેછે.) "આજની ડરામણી રાતે આ કીલા ઉપર મોહોટો, જબરદસત

હુમલો થનારછે, અને એમાંનાં નાહનાં મોહોટાં તમામ આદમીઓને જબેહ કરવામાં આવનારછે. ડાબા બુરૂજ નીચેનો દરવાજો તપાસજો !" વાહ ! ઘણી સરસ લાવણી ! પણ જોડેલી કોણે ? પેલા 'ડનસટન' કાકા જેમનો સાહયો મેં છીનવી લીધોછ તેઓએ—નહી નહીં—તેઓ જોડતતો પોતાના સાહયાને લગતા બે બોલ ઉમેરત. વારૂ તીયારે બીજું કોણ હોય? (વીચાર કરીને) હેનરી ઉપર મને શક જાયછે—તેના વતરોગે કોઇનું કામ હોય નહીં—કુદરતે તેનાં હઇડાંમાં એટલીતો દયા મુકીછે કે ગમે તે થતાંબી તે હમારા જેવો સખત થઇ શકતો નથી. પણ ચાલો—હવેતો તેનું કાવતરૂં પકડાઈ આવીઉં. હવે વધારે ગુચવાવું જોઇતું નથી—જે કંઇ થયુંછ તે ઠીકજ થયુંછ. અમીર સાહેબતો હજુબી મારા સપાટામાંજ છે—તેઓને તો જે રવેશ ખલીલ પોતાના શીકારની આસપાસ ફરી તેને ભમાવીઆ કરે તે રવેશ હું મોહોટી મોહોટી ડફાંસોને સટરપટરના ગપાટાથી ભમાવીશ, ને આકેબત જયારે લાગ ફાવશે તયારે સારી રીતે તેમની ખબર લઇશ. (જાયછે.)

---

## પ્રવેશ ચોથો.—ચોરોનો ગુફા.

[હેનરી આવેછે.]

હે—એ લોહીના તરસીઆ કુતરાઓને ઉડાવી હું અળગોતો ફરૂંછું; પણ એએ તેઓ આવતા હશે. પેલું વરૂ મેં કતલ કીધું તેનું લોહી મારાં બોલવા.

ને પુરતું વજન આપશો. (બાહેરથી સીટી વાગેછે.) હા! આ તેઓ આવીઆ દેખું!

[પીટર, લુકસ તથા બીજા ચોરો દાખલ થાયછે]

**પી**—કેમ, પેલું કામ તુંએ બજાવીઉંની? (હેનરી લોહીથી ખરડેલા પોતાના હાથ દેખડાવેછે.)

**લુ**.—હા—ચાલો ઠીક કીધું.

**હે**.—તેને વાતમાં લગાડી હું તેને સમુદ્રકાંઠેના ખડકનાં મથાળાં સુધી લઇ ગયો——

**પી**.—પેલોજ ખડકની—જેના ઉપરથી પેલા બંદગીખોર સાધુને બંદગી કરતા કરતાને મેં ગગડાવી દીધો હતો?

**હે**.—હા, તેજ. તેની નજર સમુદ્રના ઉછાળા મારતા મોજા ઉપર હતી તેટલાં પીઠ પાછળથી મેં મારૂં ખંજર તેને ભોકયું, ને તેનાં બદનમાંથી લોહીની નેહેર ફુટતાંજ તેને નીચે ગગડાવી દીધો. પછે, સમુદ્રના મોજા ઉપર એક પળવાર ઉછાળા મારી તેની લોથ સીસાંના કકડાની મીસાલ તળીએ ડુબી.

**લુ**.—ઠીક. પણ ચાલો હવે હથયાર ભીડયેં; વખત બહુ ગયો.

**પી**.—આજનો સપાટો ઘણો જબરદસ્ત છે;માટે સરવેકોઇ ખબરદારીથી ચાલજો.

**લુ**.—ને જેટલાં હથીઆર લેવાય તેટલાં લેવા ભુલશો ના.

[તલવાર, બરછી, ભાલા, વગેરે હથીઆર લોએછે.]

**પી**.—ચાલો—હવે વેહેલા મારી પુઠે આવો.(જાયછે)

## અંક ૪ થો.

### પ્રવેશ ૧ લો.—કીલ્લાનો ઓરડો.

(વેલેરીઅસ દાખલ થાયછે, તેની પછી અમીર આવેછે.)

વે.—શું, તીયારે, તે જગા છેક એવી છુપી ને એકાંત છે?

અ.—હા. મધરાત જેવી એકાંત.

વે.—શું તાંહાંથી કોઇજ આપણને જોઇ અથવા સાંભળી શકશે નહીં?

અ.—નહીં—તે એક ઘણીજ પાકીજે જગા છે, જે મેં મારા કબીલાની છેલ્લી આસાએશની જગા તરીકે એલાહેદી રાખેલીછે.

વે.—ઠીક—તીયારે, બહુ સારૂં.

અ.—અને એજ જગીઆએ જયારે મોહોત મારાં મગજની ટળવળ નાબુદ કરશે, ને મારી સંધી ઇંદરીઓ સુણી થઇ જશે, તીયારે હું નચીંત ઉંઘાઇશ.

વે.—તાંહાંજ થોડા વખતમાં તને સુવાડુંછની.
(આસતે)

અ.—અગર મારી ફરેસતા ખશલતની ઓરતની છેલ્લી આસાએશ મહાસાગરનાં ડરામણાં ભીત્તરમાં થઈ ન હોત, તો તે બાનુ પણ એજ જગીઆ, જયાં તેણીની યાદગારોનું બાવલું ઉભું કરેલુંછે તયાં, એક સંગેમરમરની ઘોરમાં આરામ પામત.

વે.—તમારાં બોલવા જેવી એક જગા સંધી રીતે આપણાં કામને લાયક છે—ઘંટનો ઠોકો પડતાંજ આપણ તાંહાં જશું—અને તાંહાં ફકત ખુદાનીજ નીગેહ-

બાની હેઠળ એવું એક કામ બજાવશું—કે જે બજાવતાંજ તમો તમારી તમામ ચીંતા ભુલી જશો.

**અ**.—આફરીન—પીતા!—એટલુંજ તમો કરો, ને પછે જુઓ કે હું તમને કેવા નવાજુંછું.

**વે**.—તમો મને નવાજશો!—નહીં, નહીં, સાહેબ; એક દુઃખી દીલનો કકળાટ નરમ પાડવો એજ એક બેમુલી નવાજેશ છે. (બાહેરથી વજંતરનો અવાજ સંભળાયછે.)

**અ**.—અરે! આ અવાજ શેના—એ વાજીંત્ર કોણ વગાડતું હશે?

**વે**.—કોઇ ગવઈઆઓનાં વગાડવા જેવો અવાજ આવેછે ખરો!

(ખીદમતગાર દાખલ થાયછે)

**ખી**.—મેહેરબાન ખુદાવંદ, કોઇ મીશકીન મોરચંગવગાડનારા, જેમનો દેખાવ રાહાની થાક તથા મુસાફરીની હલાકીની ગુહાઇ આપેછે, તેઓ આપનાં મકાનમાં રાતની રાત આસાએશ લેવાની તથા ખાનેઆબાદની મેહેરબાનગીથી અગર ખાનું મળેતો ગનીમત કરવાની આરજુ રાખેછે.

**અ**.—હમો કામમાં છીએ.—જા,તમને શરાબ તથા ખાણું બીશીઆર આપ, નેં પોતાને રસતે જવા દે.

**વે**.—એમ નહીં, મારા સાહેબ; આપણ ગમે એટલાં કામમાં હોઇએ તો શું થયું? મેહેમાનગીરીનો પાકીજે કાનુન આપણને ભુલી જવો જોઇતો નથી. એ

મીશકીન લોકો ગાફેલ ને નીરદોશી હોયછે, અને ઘણી વખતે થાકેલાં મનને બે ઘડી રમુજ આપી શકેછે. વળી, કદીમ જમાનાથી ઉતરતા આવેલા પુરાતન રેવાજ મુજબ તમ નામવર જેવા ખરા પરોપકારી સાહેબો પાસેથી આશરો પામવાનો તેમનો હક છે. માટે, હું આરજુ રાખુંછું કે તમ નામવર એમને રાતની રાત આ મકાનમાં આશરો આપશો.

**અ.**—(ખીદમતગારને) વારૂ તીયારે, તેમને હીયાં મોકલ.

**વે**—ગઈ ગુજરીની યાદદાસતને, તેમજ ગુજરી ગયલા જમાનાઓની જાણવાજોગ બાબદોને, તેઓ પોતાનાં મધુર ગાયણથી તાજગી બખશી શકેછે. તેઓ નહીં હોયતો કદીમ જમાનામાં જે નોંધી લેવા જોગ બનાવો બનીઆછે તેમને લગતી અસરકારક તથા રમુજી બાબદો જાણવાથી હાલની ઓલાદ બેનસીબ રહે. (ત્રણ ચોર મોરચંગ વગાડનારાઓના લેબાશમાં દાખલ થાયછે.)

તમો કીએ ગામના, ભલાં આદમીઓ?

**૧ લો ચોર.**—ઉત્તર તરફના, ખાનેઆબાદ.

**વે.**—કાંહાં પધારવા નીકળેલા?

**૧ લો ચોર.**—કીસમત સરજાવે તાંહાં, ખુદાવંદ. મગર, હમણાં આફતાબ ગુરબ થયોછે ને રાતનું શીહાં અંધારૂં જેહાન ઉપર પંથરાયુંછે; વાસતે, આજની રાત આ બુલંદ મકાનમાં આરામએશ લેવાની નવા-

જેશ ચાહીએ છીયે, ને તેના બદલામાં ગાવા બજાવવાની જે જુજબી સીફત હમારામાં છે તે ખાનેઆબાદ હજુર રજુ કરવા માગીયે છીયે.

**અ.**—ઠીક છે. ચાલો લલકારો. હમો સાંભળીએ છીયે.

(ચોરો ગાયછે.)

આફરીન! આફરીન! વાહ! કેવું મધુર ગાયન!

(ખીદમતગાર દાખલ થાયછે.)

કેમ—એ વળી શું છે?

**ખી.**—મેદાન વચ્ચે રેહેનાર પેલી અજાયબ ખવાશની ઓરત, જેને ખુદાવંદ તેડી મંગાવી હતી, તે આવી હાજર થઇછે.

**અ.**—બોલાવ—હીઆં તેને. (ખી૦ જાયછે.) (ગવઇઆઓને) તમો ભલાં આદમીઓ હાલતો મેહેલમાં પધારો, ને બેલાશક જે જોઇએ તે ખાઓ પીઓ. ફુરસત મળે ફરી તમને તસદી આપીશું. (વેલીઅસને.) એ વીચીત્ર ઓરત બાબે તમોએ તો અલબતાં સાંભળીઉં હશેજ?

**વે.**—એવી એક ઓરત બાબે કંઇક તાજુબીભરી હકીકત હમારા મઠમાં સંભળાઇ હતી ખરી.

(મેટીલડા આવેછે.)

**અ.**—જુઓ, આ તેજ આવી દેખું. હીયાં આવ, ઓરત; તું ઉપર જે ડરામણાં તોહોમત મેલાયાંછે તેમનો જવાબ આપ—સરવે લોક અમને ખાતરીથી જણાવેછે, કે તું જંતરમંતર ને જાદુતાનાનો પેશો ધોરે દીસે ચલાવેછે—તથા ગાય ઢોર, ઝાડ પાણ વગેરે.

માં પેદા થતા રોગ, જે બચારા મુફલીશ ખેડુતોની ઉમેદ ખાકમાં રગદોળેછે તે સંધા તારા જાદુઇ અખતરાઓથી હસતી પામેછે. વળી તેઓ એમ પણ કહેછે, કે પુનમના ચંદ્રની ખુશનુમા ચંદની ઘોરતાં તું નાશકારક જરી બુટી તથા ઝેરી વાણસપતી એકઠાં કરી પશુ પંખી તથા માણવીઓનો નાશ કરવામાં વાપરેછે, અને પોતાના ઇલ્મની લાકડી લગાડી આદમીઓના હાથ પગ તથા જવાનીના ખીલતા ગોટાઓના ગુલાબી ગાલ ચીમડાવી મુકેછે.—એટલુંજ નહીં—તેઓ અમને ઘભરાટ સાથે ખબર આપેછે, કે મધરાતનાં ડરામણાંપાણાંમાં તું દુજખના દેવોથી બરહક ગણાતાં દુજખી કામો કરવા બાહેર નીકળેછે, અને મસાણકાંઠે ના ડરામણા ખવીસોનું ટોળું ચંદની ઘોરવા નીકળેછે તે વખતે તેમની સોડેથી તારા દુજખી ઇલમની તાલીમ લીએછે, તથા મુએલાં આદમીઓનાં હાડકાં ભેગાં કરી તેમના ઢગલાની આસપાસ બરાડ મારતી નાચેછે, ને આખી રાત રડાકુટના અવાજો જારી રાખી ઉગતા આફતાબને કદુઆ દીએછે. બોલ તીયારે—જલદી—એ સંધાં ભયંકાર તોહોમતોનો તું શી રવેશ ખુલાસો કરેછે?

**મે.**—ખુલાસોતો એટલોજ કે એ સંધાં બોહોતાન અવલથી તે આખર સુધી ગલ્લત તથા નાપાયાદાર છે.

**વે.**—તું હીંમતથી જવાબ દીએછે, બુઢીઆં ઓરત.

**એ.**—હીંમતથી જવાબ આપવામાં મને શી ચીંતા-છે—પાકીજે પીતા?—નીરદોશપણું સદા હીંમત ભ-રીઉંજ હોયછે—અને નીરદોશપણાંના પ્રતાપથીજ હું મક્કમપણે જવાબ આપી શકુંછું.—શીહાં રાતની ચુપકીદીમાં આકાશનાં નીરમળ છત્તર હેઠળ એકાંત પણે ફરવામાં, તથા આફતાબના આતશી ઝલકાટ ક-રતાં માહુતાબની ફીક્કી રોશની વધારે પસંદ કરી, બીજાં સંધાં ખુઆબમાં મશગુલ હોય તે વખતે બે ઘડી નચીંતે બેસી ગઇ ગુજરી બાબદો બાબે અંદે-શો કરવામાં, અગર પાપ થતું હોય, તો બેશક, સા-હેબ, હું ઘાણીજ પાપીછું; સબબ કે, હર વખતે ને હર ઘડીએ હું તેમ કરૂંછું. કુદરતની બીજી તમામ પેદાએશો જે વખતે શીહાં રાતની ડરામણી ચુપકીદી વચ્ચે દટાયલી હોયછે તે વખતનો તેનો ગંભીર દેખાવ હું બીજા સંધા દેખાવો કરતાં વધારે પસંદ કરૂંછું. એકાદ ઉજડ ટેકરીનાં ખુલ્લાં મથાળાં ઉપર એકલી બે-સી પ્રતાપી મહાસાગરના માહુતાબની રોશનીથી નુ-રી પામતા મોજાઓની મઝા જોવી, ને સીતારાઓ-ના જડાવમાં મઢેલાં રૂપેરી આસમાનના નીરમળ છ-ત્તર તરફ આંખો દુખે તાંહાં સુધી એકીટગરે જોવું, તથા કોઇ દુરની ઝાડીમાં શોક કરતાં મધુર બુલબુ-લનો દીલને બેહેલાવનારો હલક એકાંત પણે સાંભ-ળવો, એ સંધું નીરદોશ સુખ મુજ ગરીબનું છે. દીવસની લેહેજત ચાખવાની તો મુજ કંગાલને મના

જ છે; સબબ કે, અગર કોઇ દાહડે સુબેરની વખતની તાજી હવા ઘોરવા હું બાહેર નીકળુંછું તો હું કોઈ કુદરતી ચમતકાર હોઉં તે રવેશ સરવે લોકો મારી તરફ આંગલી દેખાડાવેછે, અને મારી દરેક હીલચાલની તથા ચાલવાની દરેક ઢપછપની ખોડખાંપણ કાહાડવા મંડેછે—વગર સમજનું દુધ ધાવતું નીરદાશ બાળક વતીક ઘભરાટ સાથ મારી તરફ જુએછે—ને સુરવાલ વગરનાં ટીનકણીઆંઓ ટોળાંબંધ મારી પાછળ લાગેછે; જે સંધાંથી મને લાચારે મારી ઝુપડીમાં પાછું ભરાઇ જવું પડેછે. નહીં સાહેબ—એટલુંજ નહીં—મારી મુસીબત હજીઓ કંઇ વધારેછે—હવેતો દીનપરદીન કુતરાં વતીક મને જોઇ ભંસવા શીખતાં જાયછે! જે વગર આધારનાં તક્લીદી તોહોમત મુજ ઉપર મેલવામાં આવીઆંછે તેમનાથી તો હું તદન બેગુનોહ છુંજ; મગર હું તમને પુછવા માગુંછું, સાહેબ, કે શું હું ગામમાં મરકી લાવો તથા સાજાંને માદાં બનાવી શકું—ને ભુત ખવીસ સાથે વેહેવાર રાખું! અફસોસ! હવેતો જુલુમનો અંદાજો છેકજ મારી ખમવાની શક્તીથી વધારે થયો. અરે! બેવકુફીનાં સવપનાંઓમાં આથી વધારે બેવકુફીભરીઉં શું નજર પડશે? તમો અંદેશો કરો, સાહેબ, કે અગર એવી તમામ ગેબી તાકાતજ મારામાં હોત, ને દેવ દેવસથાન તથા જીનપરીઆંનીજ મને કુમક હોત, તો તમારા હુકમને તાબે થઇ આદમીનાં હજુર સજા ખમ-

વા શા માટે આવી ઉભી રેહેત? પણ, અફસોસ!—હવે તો અક્કલનું ગોહેર આદમીનાં મગજમાંથી નીકળી જઈ હેવાનપણાં સાથે ભેળાયુંછે—અને તેની જોડે આદમીએ પોતાની સાદી સમજ વતીક ખોઈ દીધીછે.

**વે**.—એ મોહોટી સીફત તથા ચતુરાઇથી જવાબ આપેછે. એ કંઇ જેવી તેવી ઓરત નજર આવતી નથી.

**અ**.—હા, પણ જોઈએ, એ વધુ શું કહેછે.

**સે**.—મગર તમો એવું ગુમાન રાખતા ના, કે મેં મારી જીંદગી નકામીજ કાહાડીછે—તીયારે હવે તમો જાણો,કે—દેવદેવસથાનની મદદથીતો નહીંજ પણ ખુદ મારી પોતાની નાકેશ શકતીથી, એવો કંઈક અજાયબ ચમતકાર તમને બતલાવવાની હું તાકાત રાખુંછું, કે તે બાબે અગર હું તમને મોઢેથી કહું, તો તમો બેદરકારપણે મને હસી કાહાડો, પણ બીજા હાથ ઉપર, અગર તે તમને નજરે નજર બતલાઉં, તો તમો અજાયબીમાં દટાઇ જાઓ, ને તાંજુબી સાથે આંગલાં કરડતા પથરનાં ઘડેલાં લોહી વીનાનાં બાવલાંની મીસાલ થંબ ઉભા રેહો.—બોલો તીયારે, એવું કોઇ તમારૂં અતલગનું ખેશી જીંદગીથી બાતલ થયલુંછે, કે જેને તમો પાછું હસતીમાં જોઇ મગન થાઓ?

**અ**.—બેવકુફ ઓરત, એ તું શું બકી જાયછે?—સંભાળ!

**મે.**—જવાનીના પુર બહારમાં જીંદગીથી બાતલ થયલી તમારી મોહોરદારને આ જહાનમાં પાછી હયાત જોવાની તમારી ખાએશ છે? બોલો—જલદી.

**આ.**—નીકલ! બદકાર ઓરત.

**મે.**—અગર ખાએશ હોયતો બેહેસતમાં કે દુજખમાં જાંહાં તે હશે તાંહાંથી તેણીને તમારી હજુરમાં લાવી ઉભી રાખીશ, તેણીનાં તનની રેજેરેજ અગર સમુદરના ઉછાળા મારતા મોજાઓ વચ્ચે વીખરાઇ ગઇ હશે, તોપણ તેણીનાં સમુદરના ખારથી સુફેદ થયલાં હાડકાં ખોળી કાઢી હું પાછાં સાંધી દઇશ, સીતારા જેવી આંખોનું નુર તેણીનાં મસતકમાં પાછું મેલીશ—અને હયાતીનું લોહી તેણીની રગોમાં પાછું વેહેતું કરીશ—ટુકમાંજ—તેનીનાં તનમાં હું નવેસરથી જીવ મુકીશ—અને તેણીને જીવતી, સહીસલામત તમારી સનમુખ ઉભી રાખીશ;જે વખતે—તમો અંતવીનાના ઘભરાટ તથા બેહદ અજાયબી સાથે જીંદગીની લેહેજત ચાખતાં એક આદમી જેવા નહીં, પણ આકાશના દવથી ભીંગાતી કોઇ તાજી બનાવેલી ઘોરમાંથી ખોદી કાઢેલાં મુડદાં જેવા દખાશો.

**વે.**—નહીં—નહીં—સાહેબ, એ દીવાની ભેજાંફાટેલ ઓરતના સખુન એટલું ધીઆન દઇ સાંભળશો ના;એતો મોહોટી મોહોટી વાતો કરી નાહેક તમને વેહેમાવેછ.

મે.—હુંએ કહેલી વાત બોલે બોલ ખરી પડશે, ને હુંએ દીધેલા વચનનો લબઝેલબઝ પાર ઉતરશે.

(સીજીસમંડને લઇ ખીદમતગાર આવેછે.)

અ.—આ વળી કોણને લાવીઓ?

ખી.—એ છોકરો, સાહેબ, પેલી ઝુપડીમાંથી અમને મળીઓ.

વે.—એ સંધી પીડા હવે પતેતો ઠીક—વખત નજદીક આવતો જાયછે. (આસતે.)

અ.—બોલ, છોકરા, તે ઝુપડાંમાં જવાનો તને શો સબબ હતો?

સી.—તે ડોસી તેણીના ઇલમમાં ઘણી માહેત છે એવું હું જાણતો હતો; જેથી તેણીનો ઇલમ અજમાવી જોવાનો મારી ખાએશ થઇ; સબબ કે હું પોતે પણ એવા ઇલમમાં કાચો નથી; ચાલો—સબ કોઇને ફરમાવો કે મારો ભેદ હું ખોલી રહું તાંહાં સુધી કોઇ હીયાંથી હાલે નહીં.

વે.—આ વળી શી મોકાણ છે! (આસતે.) ખુદાવંદ, તમો એના ફરેબમાં પડશો ના. જુઓ—એ પોતાને મોઢે કબુલ થાયછે કે એ જાદુઈ ઇલમ જાણેછે—ને એજ વાત આપણા કાનુન મુજબ એને મોહોતની સજાને લાયક ઠરાવેછે. (મોહોટે)

સી.—જરા ધીરજતો ધરો—જુઓ, હું તમને એવી કોઇ બીના કહીશ, જે તમારાં બદનની રેજેરેજ ઉછાળશે, ને તમારાં માથાંના બાલે બાલ ઉભા કરશે! આજ રાતે—આજની ડરામણી રાતે—

**અ.**—આજની રાતે શું થશે?

**સી.**—એટલું શું કરવા—અબ ઘડીજ, એવું કંઇ કાવતરૂં ચાલેછે કે તે પાર ઉતરતાંજ આ તમારાં બુલંદ મકાનમાંનાં નાહનાં મોહોટાં, ઘરડાં જવાન, તમામ આદમીઓનાં કાળજાં ખાકમાં રગદોળાશે, ને જફાભરેલી ખુનામરકી સવાર પડતાં આગમજ તમારા કીલ્લાની ફોલાદ જેવી મક્કમ દીવાલો વટાવી આ જગીઆએ તેનો સરવેથી કંગાલ ને ડરામણો દેખાવ દઈ જશે. અબ ઘડીજ—આજની ડરામણી રાતેજ—ઘંટનો પેહેલો ઠોકો પડતાંજ, લોહી માટે તરસતા ખુની લુટારાઓનું એક જબરદસત ટોળું તમારા કીલ્લાની આસપાસ શીહાં વાદળની મીસાલ ફરી વળશે. તીચારે—તીચારે—ડાબા બુરૂજની નીચેનો દરવાજો તપાસજો—સબબ કે તુફાન તાંહાંથી ગાજશે!

**વે.**—બકબક મટાડ! ગુડાણપુર ટાંગણીઆં; વધારે સાંભળવાની અમને ફુરસત નથી. તું અમને નકામા વેહેમાવેછે, અને હમારાં વધારે અગતનાં કામો ખોટી કરી અક્કલ કબુલ નહીં રાખે એવી બેહુદી વાતો અમારાં મનમાં ઠસાવવા માગેછે.

**સી.**—કાંએ-કાંએ-ગુરૂઓના શાહ! હું એમતો નથી કેહેતો કે પાકીજગીનો સાહચો સએતાને પેહેરીઓછે. પણ, જરા જુઓતો ખરા—પેલા ગવઇઆઓ કંઇ મુશાફરો નથી, પણ હરડતા વાટપાડાઓ છે.

**અ**.—જુઓ, જુઓ,—તેમના ઝાડા જુઓ. (ગવઈઆઓના ઝાડા જોતાં તેઓ પકડાઈ આવેછે. આ વખતે મેટીલડા વેલેરીઅસને તપાસી તપાસીને જુએછે તે જોઈ વેલેરીઅસ બોલેછે.)—

**વે**.—નઓાત! સંધો ભેદ ખુલી ગયો! આ ડોસીનું સતયાનાશ વળજો—એ શા થકી મને તાકી તાકીને જોઇ મરેછે!

**મે**.—(બાજુએ) કોઇ ખરોજ ઠગારો નજર આવેછે!

**સી**.—ગુરૂ સાહેબ, ગુઠણ પુર ટાંગણીઆં લીશે હવે શું ધારીઉ?

**વે**.—બેશક, એ તાજુબીભરી વાતથી મારી અક્કલ હેરાન રહેછે.

**મે**.—તાજુબી ભરી વાતથી શું! તારાં કાવતરાં જાહેર પડેછે તેથી રેહેતી હશે. (આસતે)

(ચોરોને અમીરની હજુર લાવવામાં આવેછે.)

**અ**.—બકી મરો, સએતાનો, કે તમો કોણ ચંડાલો છો? નહીંતો માર ખાતા ખાતા અટવાઇ મરશો.

**૧ લો ચોર**—પવનને જઇ પુછી આવો, ને જવાબ નહીં વાળેતો તેના મુસકા ટાટ કરી આગમાં ઝોંકાવો!

**૨ નો ચોર**—નહીંતો, સાહેબ, તમારૂં ધડ કાપી, હવામાં નીચે ઉપર ઉડારી, તેને લપરાકો મારી મારીને પુછો!

**અ**.—(બીજવાઇને, બીદમતગારોને) એ ઇબલીસની

ખસલતના બેરડ ખવવીસોને હાલતો સાંકળો વતે સી-
કરી કેદ રાખો. કાલ રોજે એમની વાત.

(ચોરોને લઈ ચાર ચાકરો જાયછે.)

**અ.**–(સીજીઅમંડને.) હવે તું વધુ શું કેહેવા માગેછ?

**સી**–વધુતો કંઈ નહીં, સાહેબ.

**અ.**–કેમ વારૂ?

**સી.**–તમારો બચાવ થાય તેટલુંતો હું તમને કહી
ચુકો; ને વધુ કેહેતાંતો જે ભેદ હું છુપાવવા માંગુંછ
તે જાહેર પડે; તયારે, હવે, હાલ મને સતાવોના. મેં
જે કંઇ કહ્યુંછ તેતો આબેહુબ બનશે. પણ હું ઘણો
થાકી ગયોછ; માટે હાલ તુરતતો મને બે ઘડી વી-
સામો લેવા દો.

**અ.**–(ખીદમતગારોને) વારૂ તીઆરે એને મેહે-
લમાં લઇ જઈ એની ખીદમત બજા લાઓ.

**સી.**–મગર એક વાત હું તમને કેહેતા ભુલી
ગયો. તે વાટપાડાઓનાં ટોળાં વચ્ચે એક મધમ ક-
દનો જવાન છે, જે દેખાવે ખુબસુરત ને આંગે પતલો
છે, ને જેના બાલ શીહાં ને જુલફદાર છે.

**મે.**–હા! તેતો મારો હેનરી! (આસતે)

**સી.**–તે જવાનને તમારો જીવ જતાંબી તમો
ઈજા દેશો ના, ને ખુબ રવેશ યાદ રાખજો, કે અગર
તેના એક બાલનેબી અલવલ પોહોંચી તો તમારૂ
નખોત વળવાનું. ખબરદાર, એટલું તમો યાદ રાખ-
જો. વધુ ખુલાસો હવે પછે કરીશ.

(ખીદમતગારો સાથે જાયછે.)

**અ**.—કેવી તાજુબ જેવી વાત. ( વેલેરીઅસને)

**વે**.—બેશક; ઘણીજ તાજુબી ભરેલી. પણ રખે એમાંથી તારા કાન ખુલે. (આસતે)

**અ**.—એ સંધી અજાયબ બાબદોમાં કંઇગી ભરમ હોવો જોઇએ. પણ આ ઓરત ઉપર જે તોહોમતો મુકાયાં હતાં તેમાંનું એકબી શાબીત થતું નથી ; માટે આણીને હમો બેગુનાહ ઠરાવીએ છીએ.

**એ**.—પણ મુએલાંને જીવતાં કરવાનો મારામાં પરાક્રમ છે તે વીશેતો તમો શક લાવશોજ નહીં. તેની શાબીતી તો હું તમને કાલ બોલતાંમાં આપોશ.

**અ**.—ઠીક, કાલ રોજે તેની વાત.

**એ**.—સો વસાતો આજ રોજેજ. પણ, આ ગુરૂ સાથે તો મારે બે વાત કરવી પડશે.

**અ**.—(આસતે) "સો વસાતો આજ રોજેજ"! એ શું કેહેવા માગતી હશે? (તાજુબી સાથે.)

**વે**.—ધરતીનો છેડો હોય પણ ઓરતોનાં મક્કરનો છેડો નહીં હોય જો; આપણી સંધી અક્કલ તેમનાં ગજવાંમાં સમાય.

**અ**.—એ સંધી ભેદભરેલી વાતો મને અજાયબીમાં ગરકાવ કરી મુકેછે.

**વે**.—બેશક—એ વાતો ઘણી ગુચવાણ ભરીછે, અને જોકે મને કંઇ ભુત ડાકણનો વેહેમ નથી, ને એ સંધી ઠગાઇ છે એમ હું ખાતરીથી જાણુંછ, તોપણ મારીબી તાજુબીનો કંઇ શુમાર નથી.

**અ.**—મને જબરો વેહેમ લાગેછ કે કોઇ મોહોટો, ભયંકાર દગો થનારછે.

**વે.**—સો વસાતો એવુંજ લાગેછે.

**અ.**—તીયારે તો, પેલા નાપાખ વાટપાડાઓને જેરબંધનો માર મરાવી પુછું, કે તેઓ જે હોય તે માની દીયે.

**વે.**—નહીં—નહીં—સાહેબ, એમતો તમો કરશોજના. તમો જાણોછ તો ખરા, એ લોકો એવાં તો સંગદીલ ને પક્કા ઠરાવનાં આદમીઓ હોયછે કે જીવ જતાં પોતાની વાત માનતા નથી; ને અગર માર મારી અથવા રીબાવી રીબાવી થાકીએ તોપણ સાચ્ચી વાત કેહતા નથી. એવાઓને મેલવી લેવાનો તો ફક્ત એકજ ઈલાજ છે. શું કોઇ વાર તમોએ સાંભળીઉં નથી કે ફલાણા મોહોટા ખુનીએ ને ફલાણા મોહોટા વાટપાડાએ, બંદીખાનાંના ડરામણા ગારમાં, ફલાણા ધરમગુરીની વાઆજથી પીગલી પોતાનાં પાપનો પસતાવો કીધો, ને પોતાના ગુનાહ માની દીધા. તેવોજ કોઈ ઇલાજ હું એ ચંડાલોના બાબમાં કરવા માગુછું, ને ઉમેદ રાખુંછ કે તે ઇલાજમાં હુ ફાવીશ.

**અ.**—ઠીક, બાવા; તીયારે એમજ કરજો.

**વે.**—હું તેમને નીતી વીશે એક અસરકારક વાઆજ કહી સંભળાવીશ, ને ધરમ પુસતકોમાં તેમનાં પાપો જેવાં ભયંકાર પાપો માટે જે જે ડરામણી સજા ફરમાવેલીછે તે સંધી તેમનાં મન ઉપર ઠસાવ-

વાની કોશીશ કરીશ, ને બોલ બોલતાંમાં તમને નરમ કરી નાખીશ.

**આ.**—ઠીક, ઠીક, ઘણું નેક; ચાલો સાહેબ, હુંબી ખીદમતગારોને બે વાત કેહેવીછે તે કહી આઉંછ તેટલાં, તમોબી ફતેહ કરી આવો.

**વે.**—ઠીક, હુંબી જલદીજ પાછો આવીશ.

(અમીર જાયછે.)

વા રે ભોળા ભાટ! તુંતો જેમ નચાંઉછ તેમજ નાચતો દેખું! ઠીક છે, આટલે સુધીતો સંધુ ઠીકજ છે. હવે પછીનો તો સેતાનને હવાલો! (ધીક્કારથી હસીને)

(મેટીલડા પાછી ફરેછે.)

આ ડોસી હજી હીયાંજ ધુમેછે દેખું; બોલ રે,તને શું જોઇએછે.

**મે.**—હા, હા, મને સારી રવેશ રોશન છે કે તમો ધરમગુરૂ નથી.

**વે.**—અને નથી તો તેમાં તારે કંઇ?

**મે.**—તે એકાંત જગા તુંએ કોઇ ભયંકાર કાવતરાં થકી પસંદ કીધીછે.

**વે.**—અને એમ હોયતો તેમાં ખોટું શું?

**મે.**—તીયારે, શીહાં રાતના આવા ડરામણા વખતમાં નેક તે કયું કામ તું કરનારછે?

**વે.**—એવુંજ કંઈ કામ છે, જે રાતની શીહાં ચાદરના પડદા પાછળજ બનવું જોઇએ.

**મે.**—આ તારાં ભેદભરેલાં બોલવામાં કોઈ ડરા-

મણા બનાવની નીશાનીઓ છુપાયલી માલમ પડેછે. પેલા મોરચંગ વગાડનારા પકડાઈ આવીઆ તે વખતે મેં તને સારી રવેશ તપાસી જોયો હતો—તે વખતે હબકથી તારો ચેહેરો ફીક્કો પડી ગયો હતો, અને દેહેસતથી તારૂં બદન કાંપતું હતું. તે વખતનો તારો દેખાવજ કહી આપતો હતો કે કોઈ મોહોટો ભયંકાર દગો તું રમવા માગતો હતો, પણ તારૂં કાવતરૂં જાહેરમાં આવવાની તને દેહેસત હતી.

**વે.**—અલબતાં, તે આદમીઓનો તો હું સરદારજ છું. હા—હા, હવે તુંએ મને ઓળખી ઓ દેખું; પણ તે ઉપર તું મુસતાક રેહેતી ના,—જો, તારો બેટો—

**મે.**—હા, તેના વીશે શું?

**વે.**—તેના વીશેતો એટલુંજ કે—જે રવેશ લોહી માટે તરસતું ઝનુની વરૂ છટકાંમાં કબજ હોય, તે રવેશ તે મારા હાથમાં કબજ છે. જો, તીયારે, તું બારીકીથી વીચાર કરજે, ને ખુબ રવેશ અંદેશો કરી કામ લેજે—આજ રોજે જે કામ હમો બજાવનાર છીએ તેમાં અમને દગો કરતાં તો તે પકડાઈ ચુકોછે—ને તે વીશેની શાબીતી મારી પાસે મોજુદ છે. હાલના હીંગાંમમાં વધુ બોલ[illegible] કરતાં મારે તને એટલુંજ કેહેવું છે, કે હમારી ધારણાં ફતેહમંદી સાથે પાર ઉતરતાં અગર તેને કંઈ થોડીબી ખલલ પોહોંચશે—પછે તે કોઈનાં કાવતરાંથી પોહોંચો કે ફકત અકસમાતથીજ પોહોંચો—પણ એટલુંતો નક્કીજ—કે અગર એ-

માંનું કંઇ થોડુંબી બનીઉં—તો તે બનતાં વારજ, તુરત—તતકાળ—તેજ પળે—તારા એકપુરા બેટાના જીવનું જોખમ થશે!

**મે.**—ઓ ખુદા! તું તેનો વાલી થજો!

**વે.**—ઠીક—આ તાલતો મરજી મુઆફેકજ બંધ બેસતી દેખું! (આસતે) જો તીયારે હવે સંભાળજે, અને ખુબ હુશીયારીથી કામ લેજે. એ બેવકુફ અમીર વીશેતો તું કનવાર કરતીજ ના; સબબ કે તેમ કરતાં એકતો તારૂં કાંઇ વળનાર નથી—અને બીજુંતો એ કે તેને બચાવવાની ફોકટ કોશીશ કરતાં નાહેક તારી ખરાબી થશે. જો તીયારે હવે—ગુપચુપ તારે મકાને જા, ને કોઈની કનવાર મેલી દઇ નીરાંતે બેસ; નહીંતો કોઇની પંચાતીમાં નાહેક તું અટવાઈ મરશે—અને જો—આટલુંતો તું ખુબ રવેશ યાદ રાખજે હો—કે—તારો પોતાનો એકપુરો બેટો—મારા હાથમાં કબજ છે—ને અગર તારાથી કે તેનાથી મને જરાબી અલવલ પોહોંચી તો તેજ પળે તેનું કાળજુ વીંધાઇ જવાનું! (બંને જાયછે.)

---

## અંક પાંચમો.

**પ્રવેશ પેહેલો.**—જંગલનો અંધારાં વાળો ભાગ.

(ઘંટ દુર વાગતો સંભળાયછે)

(પીટર, લુકસ, તથા એક બીજો ચોર આવેછે.)

**લુ.**—આસપાસ કેવું ગુપ ચુપ છે! ઝાડ પરથી

એક પાતરૂં ખરી પડેતો તેનોબી અવાજ સંભળાય. મગર, આપણા ઝાડે લટકેલા સાથીનાં મુડદા પાસેથી હું ચાલી આવીઓ તયારે મનેતો એવું લાગું કે જાણે તે આંખો ધુરકી પોતાનું વેર લેવાની આપણને અસારત કરતો હોય.

**પી**.—અલબતાં, તેનું વેર લેવાનીતો આપણી ફરજજ છે.—અને તે આપણ એવુંતો લેશું કે સવાર પડતાં સુધી કીલ્લા વચ્ચે એક ચલીઉં બી સલામત રેહેશે નહી. યાદ રાખજો, ભાઈઓ, કે તેઓ સંધા નૉરમન લોકો છે, જેઓએ આપણી મીરાશ લુટી લઇ આપણને આપણા ખેશ કબીલાથી બાતલ કીધાછે. યાદ રાખજો, ભાઈઓ, હું ફરી કહુંછું, કે તેઓ નૉરમનો છે.—ને કોઇને બી જીવતો રાખશો ના.

**લુ**.—બરહક છે; . ામવર સરદાર, મગર તમો બેફીકર રેહેજો, સુરજ ઉગતાં સુધી એક ચલીયું તો શું પણ એક માખી વતીક તાંહાં ઉડતી નજર પડશે નહી; સબબ કે આજની રાતે તે જગાએ અગર એક સેવાતાં ઈંડાંમાં વતીક જીવની રજકણ થોડીબી આપણ રેહેવા દેશું, તો આપણું કામ કાચું કેહેવાશે.

**પી**.—પણ, સાંભળો કોઇ આવેછે.

(કીલ્લામાંના ત્રણ મોરચંગવગાડનારા ચોર આવેછે.)

...શું, તયારે, તમો સપડાઇ ગયા કે?

**૧ લો મો**.—હા. પણ આપણો સરદાર હજી સલામત છે; તે હજીબી આપણો ખમ વાળશે. પણ, તમો

તૈયાર તો છોની?—ઘંટતો ક્વેવારનો વાગી ગયોછે; આ-ખું ગામડું ખુઆબની ખુમારીમાં દટાયલુંછે. અમી-રને પેહેલાં જરા વેહેમ લાગો હતો તે વતીક દુર થ-યોછે. ચાલો, તયારે, સંધા દલેરો મારી સાથે.

**પી**.—ઠીક— ચાલો; ભલાં કામમાં ઢીલ કેવી!

(જાયછે)

---

**પ્રવેશ બીજો**.—એક દેવળ ને તેની વચમાં એક ઘોર.

(અમોર તથા વેલેરીઅસ આવેછે.)

**અ**.—જુઓ બાવા, આજ તે જગીઆ.

**વે**.—હીયાં આપણને કોઇ હરકતતો કરશે નહીંની?

**અ**.—મકદુર કોણની કે હીયાં આવે.

**વે**.—તીયારેતો ઠીક. જે ક્રીયા આજને દીવસે આ પણ હીયાં કરનાર છીયે તેને આ જગાની ઘંભીરા-ઇતો છાજતીજ છે.

**અ**.—અને શીહાં વાદળાં જે હાલ માહાતાબની આસપાસ ફરી વળીયાંછે તે જયારે દુર થશે, તીયારે આપણી ક્રીયા ઉપર તે પોતાની પાકીજગીનો ઝલ-કાટ નાખશે.

**વે**.—પણ, તીયાંસુધી આપણને ખોટી થવાનો સ-બબ નથી.

**અ**.—તીયારેતો, હવે મુજને વાકેફ કરો, બાવા, કે આ શીહાં રાતને દરમેયાન આગમજથી ગોઠવણ કરી આ એકાંત જગીઆએ શા માટે આપણ એ-કલા છીયે?

વે.—હં ! શું તીયારે તું તે જાણતો નથી ? તારો ગુનાહ એક ખુન બરાબરનો છે, અને એવું કહેવાયલું છે કે "ખુનનો ખમ ખુનેજ વળે, ને લોહીની પીઆસ લોહીએજ બુજાએ !" (ડાઘ અથવા કીનાથી.)

અ.—એ આડું અવળું તમો શું બોલો છો, બાવા ? (ઘભરાટથી)

વે.—એવા અજીમ ગુનાહની તાજીશ જેવી તેવી હોય નહીં. એવા ગુનાહની તાજીશ ફક્ત એકજ છે.

અ.—તે કઈ વારૂ ?

વે.—મોહોત ! ખુનામરકી—પાયમાલી ભરેલું મોહોત! (સાહયો કાહાડી પોતાના અસલ લેબાશમાં જાહેર પડે છે.)

અ.—ઓ તું કોણ છે ! છુપા લેબાશમાં કોઈ ઠગારો ? (બારણાં તરફ જતો હોય તેમ કરે છે.)

વે.—ખબરદાર, જો હાલીઓછ કે પોકાર મારીઓછ તો તે અવાજ તારો છેલ્લોજ થશે. શું, વખતે મારો ચેહેરો એટલો બધો બદલી નાખીઓછે કે તું મને પછાની શકતો નથી ?

અ.—બોલ, તું કોણ છે ?

વે.—(પોતાનો હાથ ખુલો કરી) હવે તુ મને ઓળખે છેની ?

અ.—વેલેરીઅસ–અને જીવતો !

વે.—જો, ફરી તપાસી જો, હું કંઈ ભુત યા બલા નથી ; ને અગર તારી આંખો ભુલાવો ખાતી હોય, તો તારી ખાતરી કરવી સેહેલ છે. પેલી ઓરત-

તને કેહેતી હતી કે તે મુએલાંને જગાડશે; જો મેં તેમ-
જ કીધું છે !

**અ.**—અરે, પણ ફરી એકવાર જો આપણ સાથે મળીઆ, તો દુશમનની મુઆફક શા માટે મળવા જોઇએ?

**વે.**—શા માટે? હું ધારૂં છું તું તેજ શખ્સ છે કે જે, આજ થોડાં વરશની વાત ઉપર, શેહેરે નોરમનડીમાં એક બહાદુર ફોજનો સરદાર હતો—કે જે ફોજમાં તે વખતે હું નાદાન હોવાથી હુલડાઇ કરી હલકામાં હલકા શીપાઈ તરીકે દાખલ થયો. એક વખત ગુસ્સાના ઉભારામાં તુંએ મને જાહેરમાં સખત ઠપકો આપીઓ, અને તેનો મેં તેટલોજ સખત જવાબ વાળીઓ; જેને સારૂ તુંએ મને જે રવેશ કોઇ મોહોટા ગુનેહગારને ડાહામ દેવામાં આવે તે રવેશ ડાહામ દેવડાવીઓ. જાહેર બાજાર વચ્ચે, ખરી બપોરે, સુરજનાં તપતાં તડકાંમાં, નીચ, કંગાલ લોકોની મોહોટી ઠઠની હજુર, આ બદનામીનો છાપ તુંએ મારાં બદન ઉપર મરાવીઓ!

**અ.**—હું કબુલ કરૂં છું કે તેમાં મેં ઘણું ખોટું કીધું હતું; મગર તે સંધું તો તુંએ મને માફ કીધું હતું.

**વે.**—માફ કરવાનો તો ફક્ત દેખાવજ કીધો હતો; તું તો એમજ જાણતો હતો કે મેં સંધું માફ કીધુ હતું; સબબ કે જે વખતે તુંએ મુજને તારે ગલે લગાડયો તે વખતેજ મેં તારો ટોટો પીસીઓ નહી ! આપણ

સાથે શરાબ નોશ કરતા, પણ મેં તેમાં જેહેર ભેળી-
ઉં નહી; મધરાતે એકલા એકાંત રાનોમાંથી કેટલીક
વાર સાથે ગયા, કેટલીક વાર દરીઆને માથે આવે-
લી ટેકરીના મથાળાં ઉપર ઓઆલ ઉભા ; પણ
મેં મારૂં વેર લીધું નહી. તું પુછશે કે મને આવા
લાગ મળવા છતાં મેં મારૂં વેર કેમ નહી લીધું;—
એમ ના સમજતો કે રેહેમને ખાતર. બોલ, શું આ
નામદારી ભરેલો છાપ નથી ? (હાથ ઉપરનો ડાઘાગ
બતલાવી.) એક નોજવાન. બહાદુર શીપાઇને એથી
વધારે કયું માન છાજે ? એ માન—એ આબરૂભરે-
લી ઇધાણી—મારાં અંતઃકરણનાં ભીત્તરમાં એવીતો
મક્કમ રીતે ઠસી બેઠીછે કે અગર હું મુઆ પછે
મારી ઘોરમાં અરધો કોહી જઇશ તોપણ તે બુજાશે
નહી. તું ધારતો હતો કે હું મરણ પામીઓ હતો. હા,
સંધી રીતે તો હું મરણ પામીઓ હતો ખરો ! મગ-
ર મારૂં વેર લેવા હું જીવતો હતો ! તારી બેગુનાહ
મોહોરદારના ઓરડામાં જે શખસ તુને નજર પડીઓ
હતો તે કોણ ? હું પોતે! જે કાગજ તને વખતે વ-
ખત મળીઆં હતાં તેબી મારાંજ ! અને જયારેબી
કોઇબી દુઃખ યા આફતને માટે તુંએ વીચારીયું હશે
કે ખુદા તે તું ઉપર ગુજારતો હતો, તયારે પણ આ-
જ માહારો હાથ તને સજા કરતો હતો.

**અ.**—અને એટલું બધું વેર લેવા છતાંબી તું ધ-
રાયો નથી?

**વે.**—નહીં, એક રતીભારબી નહીં. મારા કીનાની બળતી પેયાસ નરમ પાડવા તો અગર તને ટવળાવી ટવળાવીને ઠાર મારૂં, અગર તારાં જીગરમાંથી વેહેતું લોહી ગરમ ગરમ પી જાઉં, અગર તારાં આ થરથર-કાંપતાં બદનના ધ્રુજતા ભાગોને ચીરી તેમની રેજે રેજ કરૂં, યા તારૂં કાળજું ખેંચી કાઢી પગતળે રગદોળું, તોપણ, તે એક રતીભારબી નરમ પડે નહીં—ને તેમ કરવા છતાંબી મને અફસોસ લાગે કે તને વધારે દુઃખ આપતાં તારાં મોહોતે મને અટકાવીઓ. હું! શું તું એવોજ ફાંકો રાખેછ કે તારો જીવ—જે તું જલદીજ ખોઇ દેશે—તેજ લઇ હું સંતોશ પામીશ?

**આ.**-અને નહીતો તે તને શા માટે લેવો જોઇએ?

**વે**—એટલા માટે કે તારો ગુનાહ રેહેમ તથા દયાની હદથી બાહેર છે—ને રેહેમદીલીના હક તુંએ ખુદ તારી પોતાની હુલડાઇએ કરી જાણીબુજી ખોઇ દીધોછે. શું તું ભુલી ગયોછે કે જે વખતે નામોશીનો આ છાપ તુંએ મારે શરીરે ચોંટાડવા કાહાડ્યો તે વખતે મારા ઉપર રેહેમ લાવવા લોકોએ તને અરજીઓ ઉપર અરજીઓ કીધી હતી—અને અરજ ઉપર અરજ ગુજારી હતી?—શું તું ભુલી ગયો છે કે એ સંધી અરજ તથા અરજીઓ તુંએ નામનજુર રાખી હતી, અને બેદરકારપણે જવાબ દીધો હતો કે "જે વાજબી હશે તે બનશે." ચાલ તોયારે હવે હું પણ જે વાજબી ને ઘટતું છે તે બજાઉં છું! (મારવા જાયછે).

**અ.**—ઓ કોઇ આવો—કોઇ મદદ આપો! ખુન! મોહોત! મદદ! ચોર! ખુની! (અમીર એ રવેશ બોલતો બારણાં તરફ દોડેછે, ને વલેરીઅસ તેની પાછળ ધસીઓ જાયછે. મેટીલડા એકાએક ઘોરમાંથી નીકળી તેમની વચ્ચે આવી લાગેછે.)

**વે.**—(અચકાઇ જઇ, ઘભરાટથી) અરે! તું કોણ છે? બોલ! ખરીજ કોઈ ઓરત કે ફકત મારાં મનની કળપણાજ, કે જે, આ શીહાં રાતને દરમેયાન, મારાં પાપી મનમાં, મારી હીંમત ભાંજી નાખવા પેદા થઇછે? અરે? આ મુરતીનાં મોઢાંમાં બોલવાની જબાન નથી, અને ગેબી કરામતથી જે જગા ઉપર તેને ઉભી રાખવામાં આવીછે તાંહાથી તે હાલી શકતી નથી. (મેટીલડા પોતાનો પગ જોરથી ચમકારેછે, અને કેટલાક હથીઆર બંધ ખીદમતગારો દોડી આવેછે.)

**વે.**—આખર હું નાઉમેદ થયો, અને તબી એક ઓરતથી!

**મે.**—(ખીદમતગારોને) પકડો, આ ચંડાલને. લઈ જાઓ એને હીયાંથી.

**વે.**— ફીકર નહીં, હુજી રાત ઘણી બાકી છે.

(ખીદમતગારો તેને ઘસડી જાયછે.)

**મે.**—(અમીરને) અરે! હજી તમારી ધાસતી મટી નથી?

**અ.**—અજાયબીથી, મારી રગોમાં દોડતું લોહી ગોયાં એકદમ થંબ થઇ ગયુંછે! અરે! તું આદમી છે કે કોઈ આકાશવાશી ફરેશતો? તારા અવાજની મ-

ને સુરતા આવેછે ખરી—તે ઉપરથી મને લાગેછે કે તું કોઇ આદમીજ છે; પણ આવી ગેબી રીતનું તારૂં આવવું મને કહેછે કે તું કોઇ ગેબી ફરેશતો છે. અરે આ પાકીજે જગામાં કોણે તને લાવીં મુકી હતી, કે તું મારી હયાતીની આણી ઉપર આવેલું મારૂં મોહોત ટાળવા, આવા દબદબાભરેલા દેખાવમાં એકાએક નીકળી આવી, ને ખુનીનાં પોતાનાંજ સીર ઉપર તેનાં કાવતરાં ઉંધાં વાળીઆં ?

**મે.**—જો—મને ધીરજથી તપાસી જો ! જે ઓરતને મળવાની ઉમેદ તુને સવપનામાં પણ નહીં હતી, જે ઓરતને એક વખત તું હદથી જયાદા ચાહાતો હોતો, જે ઓરતની જુદાઇમાં તારૂં જીગર સદા ગમગીન રહેછે, અને જેને પાછી મેલવવાથી તારી ખુશાલીનો શુમાર રેહેશે નહીં-તેચ ઓરત તારી સનમુખ ઉભીછે !

**આ.**—જો એમજ હોયતો——

**મે.**—શું? તને અજાયબ લાગેછ કે સેંકડો આદમી ગરક ગયાં તેમાં એકજ કેમ બનચે?

**આ.**—મારી યાદદાસ્ત હવે મારી મદદે આવીછે! તારો દેખાવ—તારો અવાજ—તારો ઢપછપ—તારી ———હા,હા, તું—તુંચ—મારી—પોતાની મેટીલડા છે! આહા! ખુદાએ આ કેબત મારી દાદ લીધીછે !

(ગલે વળગે છે.)

**મે.**—આ મારાં વેહેતાં આંસુનો સુનો હરખ,—

આ મારા હાથ કે જેઓ તુને ગલે લગાડવા અને તુને છાતીએ દાબવા જે ઈનતેજારીથી તેઓ આપણાં ફરજંદને સમુદરના ઉછાળા મારતા મોજાઓની ચુંગાલમાંથી ઝુટાવી લેવા લાંબા થયા હતા તેથોબી જયાદા હરખ સાથે હાલમાં લાંબા થાયછે, તેઓ, મારી તરફથી બોલશે! (ગલે વળગે છે.)

**અ.**—આફરીન! આફરીન! શુકર છે ખુદાના! આતો જાણે મેં ગોયા નવોજ જનમ લીધો છે!—શું તયારે આપણો બેટો પણ હજી હયાત છે!

**મે.**—હા, પણ——

**અ.**—પણ—શું? બોલ! (ચીંતા સાથે.)

(ખીદમતગાર આવેછે.)

કેમ? શું છે.?

**ખી.**—ખુદાવંદ, કીલા ઉપર હુમલો થયોછે!

**મે.**— કંઇ ચીંતા નહીં. તે ચંડાલો સામે લડવા મેં મારાં આદમીઓ તઇઆર રાખીઆં છે.

**અ.**—હું પોતે પણ તેમની મદદે જાઉંછું. તેટલાં, આ ઘોરના સલામતી ભરેલા આશરા હેઠળ, વાહાલી, એ તુફાન મટી જાય તાંહાં સુધી તું રેહે.

**મે.**—એમ બનેજ નહીં. હું પણ તમારી જોડે આઉંછું. હવે પછે જે કંઈ વીતનાર છે તેમાં તમને મારી મદદ જોઇશે. (જાયછે.)

**દેખાવ ૩ જો.**—કીલ્લામાંનો એક ઓરડો.

(ચોરો તથા ખીદમતગારો વચ્ચે ઝપાઝપી. ચોરો નાહાસે છે; ને ખીદમતગારો તેમની પુંઠે દોડેછે.)

હેનરી દાખલ થાયછે, અને તેની પુંઠે અમીર ધસાઓ આવેછે.

**અ.**—તાબે થા હવે, નાપાખ ચંડાલ! (તેઓ લડેછે: હેનરી હારી જઈ જમીન ઉપર પડેછે. અમીર તેને રેંહેસી નાખવા જાયછે તેટલાં મેટીલડા દોડી આવેછે)

**મે.**—થોભ! થોભ! એતો તારો પોતાનોજ બેટો છે!

**હે.**—મારા બાવા—મારા મુરબ્બી!

**અ.**—અરે પણ પાખ દાદગાર!

**મે.**—એને શરાપ દેતો ના! જો કે એ એક ખુની લુટારા તરીકે તારી સનમુખ ઉભોછે તોપણ એ તેવો નથી.

**અ.**—મારા બેટા—મારાં ફરજંદ! (ગલે વળગેછે)

**હે.**—આ બનાવમાં ખુદાની ગેબી કુદરત ઘણી બરહક નજર આવેછે. અગર હું આ શરમ ભરેલી હાલતમાં આવી નહીં પડત, તો મોહોત કેવારનું તમો સંધાં ઉપર ગાલેબ આવીઉં હોત. જે તીર હુંએ કીલ્લાવચ્ચે ફેંકુયો———

**અ.**—હા, તે વીશે શું?

**હે.**—તેમાં મેં તે ચંડાલોનું તમામ કાવતરૂં જાહેર કરીઉં હતું.

**અ.**—તયારે હવે હું સમજયો, કે પેલો ધરમગુરૂ એટલો શા સારૂ ઘભરાયો હતો. તુંએતો નેકજ કરીઉં હતું, બેટા; પણ હું તુને જરા નીરાંતે સમજા-

વીશ કે તારી મતલબ શી રીતે પાર પડી નહીં. જુઓ, આપણા બંદીવાનો આવેછે—

(વેલેરીઅસ તથા બીજા ચોરોને એડવીનની સરદારી હેઠળ ખીદમતગારો પકડી લાવે છે.)

ઓ કમબખત શખસ! તું, કે જે પોતાની ગાવોરી તથા કીના ભરેલા ખવાસથી મોહોતની ચુંગાલમાં ફસી પડ્યોછે, તે તું હવે તારા જીવ ઉપર જીપલું નાખવા તાંપી રહેલા ઇનસાફને શો જવાબ દીએછે?

**વે.**—કંઇજ નહીં, ફક્ત મારે એટલોજ અફસોસ લાગેછ કે મારી મતલબમાં હું ફાવીઓ નહી.

**આ.**—અગર હું તુને જીવતદાન બખશું, અને તારી તમામ તકશીર માફ કરૂં, તો તું મારી તરફની હસદ ભુલી જાયની?

**વે.**—કદી પણ નહીં! તારા કટ્ટા, હરડતા દુશમન તરીકે ખાકમાં રગદોળાઇ મરતાં મને વધારે ટાહાડક થશે. જેવો સંગદીલ ને બેપરવા તુંએ મને બનાવી મુક્યો છે તેવોજ તું મને સદા જોશે. તુંએ મને આદમીના મરતબા તથા મંડળીમાંથી બાતલ કીધોછે, ને મારા ભાઇબંધો જોડેની મમતાથી હદપાર કીધોછે; મગર મારી છાતીમાં પજળતો કીનાનો આતશ હજી મને દીલાસો દીએછે. કીનો—અને કીનોજ—રાત અને દાહડો—મારો સાથી—મારો ખુરાક—મારી ઉંઘ—મારો અભીઆસ—ને મારી મઝા છે! કીનોજ મારાં દુ:ખનો સરીક—મારાં જીગરનો દારૂ—અને મારી જીંદગીનો ઝરો છે, અને જાંહાં સુધી તારી તરફનાં વેરથી ઉછા-

ળા મારતાં આ મારાં બદનમાં તું બીજો આતમા મુકે નહીં—તાંહાં સુધીતા—એકબારગી તું ધરતીને તેના પાયામાંથી ઉડાવી ઉંધી વાળી શકશે;—પણ મારા મક્કમ ઠરાવ તથા મુસતકીમ મનસુબાને તું બદલી શકશે નહીં.—તારી દોસતીને હું તુચ્છકારૂંછું, તારી દરખાસતોને ધીક્કારૂંછું, તારી સત્તાનો ઇનકાર કરૂંછું, તારી હું પરવા રાખતો નથી, ને મારો જીવ જવાની મને તમાહુ નથી; સબબ કે મારી હોરમતનું તુંએ ખુન કીધુંછે, મારી ઇજત લુટી લીધીછે, મારો મરતબો ધુળ મેલવીઓછે, અને જ્યારે ને જે વખતે મોહોટાં મનનાં માણસો જેને જીંદગીથી જયાદા ગણેછ તેનો તુંએ નાશ કીધો—જયારે ને જે વખતે તુંએ મારી હોરમત લુટી—તયારે ને તેજ વખતે મારી જવાનીની ઉમેદનું નુર—મારી ખીલતી ફીરતીનું તેજ—મારા જીવ અને જીગરની આશા—મારૂં જીવે જેહાનનું માન—કોઇ ખુબસુરત માશુકની મનને પીગલાવનારી મોહોબતનું સુખ—તથા મીત્તરોની મીઠાસ ભરેલી દોસતીની લહજત, એ સંધું તુંએ લુટી તારાજ કરી હસતીથી નાબુદ કરીઉં હતું! (આંખમાં આંસુ આવેછે તેથી) પણ, છટ! છટ! એ રવેશ ગમને તાબે થવું જોઇએ નહીં.—ચાલો તયારે, ઓ આદમીઓ, અને મને જમીનનાં ઉંડાં ભીત્તરમાં, કોઇ ડરામણાં ભાંયરાંમાં, સાંકળોથી સોકરી એકલો અટુલો ફેંકો, કે તાંહાં, આ મારા કંગાલ, કમીના દુશમનને હું નીરાંતે શરાપ દેઉં!

(દબદબા સાથે ચાલી જાયછે.
ખોદમતગારો તેની પાછળ જાયછે.)

**મે.**—તોબા! તોબા! કેવું સખત દીલનું, કઠોર, કપટી માણસ!

**અ.**—ફીકર નહીં. કદાચ હજીગી આપણ એ કમબખતને સમજાવી શકશું; મગર આ બીજા ગુનેહગારોની ઝડતીતો કાલ રોજેજ લેશું:

(ખીદમતગારો ચોરોને લઈ જાયછે.)

એડવીન, લાવ તારો હાથ, આજની નોકરીને ખાતર હું તારૂં બેહદ અહેસાન માનું છું, અને તેનો બદલો હું તારે મનપસંદ રીતે વાળીશ.

(સીજીસમંડ આવેછે.)

**અ.**—મારૂં જોખમ ટાળનાર—મને બચાવનાર!

(પાસે જતો જતો બોલેછે.)

**સી.**—કેમ—હવે હું એક ટકટકીઓ ધુતારો છું કે ગુડાણપુર ટાંગાણીઓ? હવે મને અગણીમાં બાળી ભસમ કરશો કે સમુદ્રમાં ઝોંકાવશો?

**અ.**—આ મારી બોહોળી જાગીરો—મારા મેહેલ ને મકાન—મારા કોટ ને કીલ્લા—એ સંધાં ઉપર ખબરદારીથી નજર પોહોંચાડી જો; ને એમાંનું જેબી કંઇ તુને ઉમદા ને નાદર લાગે તે સુખેથી માગી લે.

**સી.**—અરે અરે સાહેબ, જરા સંભાળી બોલો—કદાચ હું એવું કંઈ માગીશ કે જે ધન લોભીઓના ડાલા સવપનાઓમાં નજર પડતી ચીજોથી વધારે કીંમતી હશે—કદાચ હું આ બાદશાહી દબદબાવાળો મેહેલ માગીશ—કે યાતો—

**અ.**—માગ, તારે ગમે તે માગ. જેબી કંઇ તું માગશે તે હું ખુશીથી આપીશ.

**સી.**—(એડવીનનો હાથ લઇ બોલેછે—અંને ગુડાગુ ટેકી પડે છે.)—તયારેતો હું તમો નામવર સોડેથી આટલો આ તમારો તાબેદાર માગી લઉંછું. હીયાં તમારા પગપાસ હું ખાકમાં પડુંછું, ને હાથ જોડી વીનંતી કરી તમો મારા મેહેરબાન પીતાના (અને જે અગનયગ જેવી ખુશખબર હુંએ સાંભળી છે તે મુજબ) મારી માતાના આશીરવાદ માગુંછું.

**અ.**—અરે! તું સીજીસમંડ!

**સી.**—હા, મેહેરબાન પીતાજી, હું તમારી સીજીસમંડ.

**મે.**—માહારી વાહાલી બેટી—માહારી વહાલી, લાડકી સીજીસમંડ! (અમીર તથા મેટીલડા બને સીજીસમંડને ઉંકાંરી ગલે વળગાવેછે.)

**અ.**—અરે તયારે મારાં પોતાનાંજ ફરજંદે મારા ઉપરની આફત ટાળી કે?

**સી.**—હા સાહેબ, તમારૂં પોતાનુંજ ફરજંદ તમારો બચાવ કરનાર છે; મગર તે ફરજંદ હું નથી. પેલા ચંડાલ ખુનીઓએ મને કેદ પકડી મારા પોતાનાજ ભાઇને મારો જાન લેવાનું કામ સોંપયું; પણ કુદરતે પોતાની ગેબી કરાંમતથી તેનો હાથ ખાંચીઓ, ને આકાશી ફરેશતાઓએ તેનાં જીગરમાં રેહેમની જરફણ ઝરપાવી—જંગલની આફતો વચ્ચેથી તે મને સહીસલામત બાહેર લાવીઓ—ને મેં જે તમને નજુમ કહી હતી તબી એ ચોરોનાજ ગુફામાંથી હું શીખી હતી.

**અ**.—અરે ! આતો તાજુબી પાછળ તાજુબી!-બેહેનનો જાન ભાઇએ ઉગારીઓ—ને ધણીનો ધણીઆંનીએ! હવે બીજી કંઇ ગેબી કરામતો છે શું—કે આ નોધી લેવા જોગ રાતની અજાયબીઓનો હવે છેડો આવીઓ છે?

એડવીન, તું ખરોજ નેકબખત છે, અને મારી બેટીને ખરાં જીગરથી ચાહેછે.—સુખી થાઓ તયારે, તમો, મારાં ફરજંદો! (બંનેના હાથ સાથે જોડેછે.)

**એ**.—સુખી થાઓ—સુખી થાઓ—મારાં ફરજંદો! સુખી થજે મારી બેટી, ને સદા ખુશી ખુરમી સાથે રેહેજે ! (એડવીન, સીજીસમંડ તથા હેનરીને) સુખી થજો મારાં તરણે ફરજંદો—થજો, ભલાં, ભાકતીમાન,ને ભાગીયસાળી—લાંબી મુદત સુધી જીવી બજાવજો તમારાં દેશ અને રાજાની શેવા !

**એડવીન તથા સીજીસમંડ**—આફરીન ! આફરીન ! આફરીન !! જુગ જુગ જીવજો તમો —હમારાં મેહેરબાન માતપીતા—ને જેવી નેક મનશાની થી હમારાં જીગરની ઉમેદ બર લાવીઆંછો તેવીજ આસાનીયી સદા તમારી ઉમેદ પામજો !

**અ**.—શુકર છે ખુદાના—શુકર તમામ ગેબી ફરેશતાઓના—શુકર આપણા રોશન સીતારાના, કે સતનીજ આકેબત ફતેહ થઇ-પાપીઓનાં કરતુક પાપી ઓનાંજ સીર ઉપર ઉંધાં વળીઆં—ને મનશાની નેક રાખી ખુદા ઉપર જેઓએ એકીન બાંધીઉં તેમનીજ આકેબત તે સાહેબે દાદ લીધી!

( પડદો. )

## નાટક પાત્ર.

સીફ્રેડી............... એક નૉરમન અમીર.
સીજીસમંડ.......... સીફ્રેડીની બેટી.
એડવીન............... એક હલકે વાંધેનો અમલદાર.
મેટીલડા............... સીફ્રેડીની ઓરત.
વેલેરીઅસ ........... ચોરોનો સરદાર.
હેનરી................. સીફ્રેડીનો બેટો.
હરમન, લુકસ, તથા પીટર. વેલેરીઅસ જોડેના ચોરો.
ચોરો, પેહેરાગીરો, ખીદમતગારો, વગેરે.

## હોશીઆર ખલાસીઓ.

કીનારા પાસેનાં કોઇએક અસલી શેહેરમાં 'જયાક' તથા 'જો' નામે બે ખલાશીઓ રેહેતા હતા. એમના વચ્ચે ઘાણી દોસ્તી હતી; ને બંનેએ ભાગમાં એક મછવો રાખેલો હતો તેમાં સાથે માછલાં પકડવા જતા.

બંને મજબુત બાંધાના, ચબરાક ને હીંમતવાન હતા, તથા દારૂ પીવાનો બંનેને સરખો શોખ હતો. એમ હોવાથી, બંનેમાં વધારે બાહોશ કોણ તે એઓ કહી શકતા ન હતા.

'જયાક' બોલીઓ, "હું 'હેરીંગ' માછલી ઘણી સારી રીતે રાંધી જાણુંછ." "અને હું તે સારી કીંમતે વેચી જાણુંછ." 'જો' બોલીઓ.

"તેતો મનેબી આવડેછે." જયાકે જવાબ દીધો. "ને હું વળી તે ઘણી હીકમતથી પકડીબી જાણુંછ."

"અને મને કાંહાં તે નથી આવડતું?" જો બોલીઓ.

"પણ જાલ ગુંથવા દોરડું નથી તેનું કેમ કરીશું ?"

"જો કંઇ વખત હોતતો ગુંથયું હોત." 'જયાક' બોલીઓ.

"જો પૈસા હોતતો લીધું હોત." 'જો' બોલીઓ.

"કુયે ઓળખાણ હોતતો થોડું માગી લાવત." 'જયાક' બોલીઓ.

"ને નહીંતો—બનતું હોત તો કોઇનું તફડાવી લાવત." 'જો' બોલીઓ.

આટલામાં, પાસેની ટેકરી ઉપરનાં ઘંટના ઠોકા શીરૂ થયા. "ઘંટ દોરડાં વતે વગાડેછેની!" 'જયાક' બોલીઓ.

"ઘણાં મજબુત દોરડાં વતે." 'જો' એ જવાબ દીધો.

'જયાક' જરા હસ્યો. 'જો' એ જરા ખભાં ચઢાવીઆં.

"કેમ દોસ્ત, કેવી મરજી છે? આજ રાતે દેવળમાં ભણવા જઇએં?" જયાકે સવાલ કીધો.

"ને સંધાં ચાલી જાય તાંહાં સુધી બેસી રહીએ?" 'જો'એ પુછ્યું.

આમ બોલતા, ટેકરી ઉપર તેઓ ચઢયા, ને સંધાં ભાણીગણી ચાલતાં થયાં તાંહાંવેર દેવળમાંજ બેસી રહ્યા.

"હવે કામ ચલાવીએં." જયાક બોલીઓ.

"હવે સપાટો મારીએં." 'જો' બડબડયો.

આમ બોલતા, તેઓ, દેવળના ઉંચા મેહેરાબ,

જ્યાંથી દોરડાં લટકતાં હતાં, તેપર ચઢવા લાગા. ત્યાં ટાંગેલા ઘંટ હેઠળ એઓએ બે મજબુત, જાડાં દોરડાં દીઠાં.

"એક હું લઇશ". 'જ્યાક' બોલીઓ.

"ને બીજું મહારૂં" 'જો' બડબડયો.

વાંદરા ચઢે તેમ છેક મીનારાની ટોંચસુધી એઓ ચઢી ગયા.

"હું તો છેક મથાળે આવીઓ." 'જ્યાક' બોલીઓ.

"આપણબી તાંઽાંજ છોચે." 'જો' બડબડયો.

જ્યાકે ગજવાંમાંથી ચાકુ કાહાડી. 'જો' એ કંમ-રમાંથી છરી કાહાડી.

'જ્યાક' ની ચાકુ ખસર-પસર ચાલવા લાગી. તેણે પોતાનાં માથાં આગળથી દોરી કાપી; ને દોરી સુધાં 'ધપ!' કરી ભાંયપર પડયો.

"અરીરી! બરડો ભાગી ગયો!" 'જ્યાક' ભાંયપ-રથી બડબડયો.

"તને આવડયું નહીં" 'જો' ઉપરથી બોલીઓ. "જો, હું કેવી હીકમતથી કાપુંછ!"

આમ કહી, એણે પગ આગળથી દોરી કાપી. દોરી કપાઇ ભાંયપર પડી; ને એ ઉપલે છેડે લટકતો રહી ગયો.

"અરીરી! આ શું થયું?" એ બોલીઓ.

"હું! કેવો ગાંડો! જો હવે, તને સવાર સુધી લટકી રેહેવું પડશે." 'જ્યાક' બોલીઓ.

અને, ખરેખર, એને લટકીજ રેહેવું પડ્યું; જેથી એના હાથ એટલા સુજી આવીઆ, કે એક આખું પખવાડ્યું એનાથી કામ થઇ શકયું નહીં. બંને ગરીબ ખલાસીઓએ રાત ઘણી બેચેનીમાં ગુજારી; પણ, રાત સંધી કાંસતાં, ને રડતાં ને બડબડતાં, અંતે સવાર પડી.

સવાર પડી,લોકો દેવળમાં આવીઆં, ને 'જયાક'ને 'ઑસપીટલ'માં તથા 'જો'ને બંદીખાને લઇ ગયાં.

હવે, બંનેમાં ચબરાક કોણ?—'જયાક' કે 'જો'? વાંચણારે તેનો ચુકાદો કરવો.

## વેનીસ શેહેરની વારતા.

મધરાતનો શુમાર હતો, દેવળનાં મોહોટાં ઘડીઆલના ઠોકા હમણાંજ પડચા હતા, ને તેમનો પડશબ્દ દેવળનાં દરેક આડકાં ને મેહેરાબ વચ્ચે ઘણુ-ઘણી રહ્યો હતો, તેટલાં 'મારકાલની' નામે કોઇ જવાન 'ઇટાલીઅન' પોતાની પરણવા ધારેલી માશુકસે મળી, પોતાને મકાને જવા નીકળીઓ. એમનાં માબાપે એમને પરણાવવાની હા પાડી હતી; ને લગણનો દીવસ મુકરર થઇ ચુકો હતો.

"પરમપીઆરી 'જુલીઅટા,'" એ રસતે ચાલતાં બોલીઓ, "અંતે તું મહારીજ થશેની! વાહ! હું જેવો સુખી કોણ"!

પણ, આમ બોલતાં એને થોભવું પડ્યું; કાંએ-જે એના પગ પાસ, ભોંય ઉપર, એની નજરે કોઇ ઘણી ચલકતી ચીજ પડી. તે સુંદર નકશીકામ વાળી, હીરાના જડાવની, ઉંચી મેયાન હતી, જે, "ઘણા સારા સગણ થયા!" એમ વીચારી, એણે ઉંચકી લીધી.

પછે, તે પોતાના કંમરપટામાં ખોસી એ બોલીઓ, "હ્યાં એ રાખીશું; ને, જો કોઇ ધણી નહીં મળીઓતો એ હ્યાંજ રેહેશે."

આમ બોલી, એ, મનમાં મગન થતો તથા એક લાવણી, જે, એ તથા એની માશુક સાથે ગાતાં હશે તે ગાતો ગાતો આગળ વધીઓ. પણ, બીજી પળે શું થનાર હતું તે એ થોડુંજ જાણતો હતો. એજ રાતે શેહેરમાં એક ભયંકાર ખુન થયું હતું. વડો પરધાન 'રેનાલડી' પોતાના મેહેલનાં બારણાંમાંથી મુએલો મળી આવીઓ હતો. એક કટાર તેની છાતીમાં છેક આરપાર ચલાવી દીધેલી હતી, ને ખુનીએ તે તાંહાંજ રેહેવા દીધેલી હતી. હવે, પેહેરાગીરો હાથમાં બળતી મશાલો લઇ ખુનીની શોધમાં ફરતા હતા તેટલાં 'મારકાલની' ના કંમરપટામાં ખાલી મેયાન જોઇ તેઓ એને પકડી ગયા. ખુન થવાનો વખત, ખુનની જગીઆ, તથા બીજો સંધો સમાગમ, સરવેથી વધારે—જે કટારવગરની ખાલી મેયાન એની પાસેથી મળી આવી હતી તે, એના ઉપરનો શકુ

મજબુત કરવા બસ હતી. ખુનીએ લોહીથી ગદગદતી એ મેયાન નાહાસતાં નાહાસતાં ફેંકી દીધી હશે—જેના ઉપરનાં ધાબ્બાં વતીક હજી સુકાયાં નહતાં; તેટલાં 'મારકાલની' ના કંમરપટામાંથી તે મળી આવી હતી. તેના ઉપર હીરાનો જે જડાવ જડેલો હતો તેથી સરવેનું ધીઆન તેપર ખેંચાયું. પછે, વજીરની છાંતીમાંથી કટાર કાહાડી જોતાં તે બરાબર તેમાં બેસતી આવી; જેથી 'મારકાલની'એજ ખુન કરીઉં હતું એમ નક્કી ઠરીઉં.

પોતાની તપાસની વખતે એણે ઘણી બળાતવારીથી પોતાનો બચાવ કીધો; પણ નયાયાધીશોએ કંઇજ સાંભળીઉં નહીં, ને એને ગુનેહગાર ઠરાવી, ફાંસી દેવડાવીઓ.

એક ગમથી બચારો કમનસીબ 'મારકાલની' ફાંશી ગયો, ને બીજી ગમથી 'જુલીઅટા' ની અક્કલ ગુમ થઇ ગઇ!

અંતે, પાંચ વરશ પછે, ખરા ખુનીએ, મરતા મરતાએ, આ ખુન કબુલ કીધું. 'મારકાલની' નું નીરઅપરાધીપણું હવે પુરતી રીતે શાબીત થયું. ને સરવ રૈયત તેના ઉપર ગુજરેલી ગેરઇનસાફી માટે દલગીર રહી.

## શોખીલા વાંદરા.

ઉત્તર અમેરીકામાં, એક દીવસે, કોઈ ખલાસી વાહાણપરથી કીનારે ઉતરીઓ. એની પાસે વેચવા

માટે લાલ 'નાઈટ કેચાપ'ની મોહોટી ગાંસડી હશે. કીનારો છોડી આગળ ચાલતાં એ એક દાટ જંગલ માં આવી લાગો, જયાં ઝાડો ઉપર વાંદરાનાં ટોળાં હીચકા ખાતાં હતાં. થોડોક આગળ વધી, લાંબી મંજલને લીધે થાકી જવાથી, એ એક મોહોટાં ઝાડતળે બેઠો, ને પોતાની ગાંસડીમાંથી એક ટોપી કાહાડી, માથે પેહેરી, ગાંસડીપર માથું ટેકી, ઉંઘાઇ ગયો. કલાકેકમાં એ જાગી ઉઠયો, ને જુએછેતો માથાં હેઠળ ગાંસડી મળે નહીં. ઉંચે જુએછેતો આસપાસનાં ઝાડોપર, વાંદરા, માથે લાલ ટોપીઓ પેહેરી નાચી કુદી રહ્યાછે. ખલાસીએ મોહોટી બુમો પાડી ઘણી ગડબડ કીધી; પણ વાંદરાંઓએ દરકાર કીધી નહીં, ને માથે ટોપી પેહેરી રાખી હોટ ફફડાવી એની મશકેરી કરવા લાગાં. ખલાસીએ છેકજ ખીજવાઈ જઈ પોતાનાં માથાંપરની ટોપી ઉડારી નાખી, કે, "લેઓ, લુચ્ચાઓ; મારી સંધી ટોપીઓ લઇ બેઠાછો તો આ એક બાકી રહીછે તેબી લઈ લો!"

પણ, હવે એની અજાયબીનો શો શુમાર ? જેવી એણે ટોપી કાહાડી ઉડારી નાખી, તેવીજ દરેક વાંદરાએ પણ માથેથી ટોપી ફેંકી દીધી.

પછે, સંધી ટોપીઓ એકઠી કરી, ગાંસડી બાંધી, ખલાસી ખુશી થતો ચાલતો થયો, ને જયાં સુધી એ ઘણો દુર ગયો તાંહાંવેર વાંદરાઓએ હોટ ફફડાવી એની મશકરી કરીઆ કીધી.

## જો હારડીંગ.

'જો હારડીંગ' એક નાહનો ટીણકણચો હતો. તે કોઇ વાર ટોપી પેહેરતો ને કોઇ વાર નહીં પેહેરતો. તે એક એકાંત ગામડાંમાં, એક કંગાલ, ભાગાં તુંટા ઝુપડાંમાં રેહેતો. તેની મા દળીછળી પેટ ભરતી, ને તેનો બાપ મજુરી કરવા જતો.

ગામડાંનાં એકાંત ખુનામાં જે ઉંડા ખોની બાજુ એ તેનું ઝુપડું હતું તેની બાજુથી દર રોજ આગ ગાડી જતી હતી; પણ તેમાં તે કોઇ વાર બેઠો નહતો; સબબ કે, તેની પાસે પઇસા નહતા. એક દહાડે ખોની બાજુથી તે ચાલતો હતો તેટલાં, તેણે, પાટા, સીધા ને સળંગ નહીં પણ વચમાંથી ભાંગી ગયલા જોયા. એનું પરીણામ કેતું કમકમાટ ભરેલું નીપજત એ તે બરાબર સમજતો નહતો; મગર તે એટલું જાણતો હતો કે એથી વખતે ઉતારૂઓને ઇજા થાત. આટલામાં ગાડી ધમધુકાર દોડતી આવી.

'જો' એ સામે જઇ બંને હાથ ઉંચા કીધા, ને ગાડી હાંકનારને તે થોભાવવાની અસારત કીધી. ગાડી હાંકનારે સીટી વગાડી, બુમો પાડી, ગડબડ કીધી; પણ, 'જો' જરા હીલીઓ નહીં—ગાડીના પઇડાં નીચે દબાઇ મરવાની વતીક તેણે ધાસતી કીધી નહીં. અંતે, ગાડી હાંકનારે ખીજવાઇ જઇ, લાચારે ગાડી થોભાવી, ને ચાલતી ગાડીને એ રીતે તેણે હરકત કીધી તે માટે તે એક પળ વાર

તેના ઉપર ગુસ્સે થયો. પણ બીજી પળે તેની નજર પાટા ઉપર પડતાંજ તેની ખાતરી થઇ, કે અગર, 'જો' એ ગાડી થોભાવી ન હોત, તો અતયારતો સંધાં ખોમાં ગરક ગયાં હોત.

હવે શું પુછવું પડે?—ઉતારૂઓ સંધા ગાડીમાંથી નીચે આવીઆ. કોઇએ 'જો' ને બોસા લીધા, કોઇ તેને ગલે વળગી રડ્યાં, ને સહુએ તેને પોતાના જીવના ઉગારનારનું નામ આપીયું. આટલુંજ કરી તેઓ ધરાયાં નહી.—તાંહાંજ ઉઘરાણું કરી તેઓએ હજાર રૂપીઆ જેટલી એક રકમ એકડી કરી તેને બખશીશ આપી—જેમાં રેલવે કંપનીએ બીજા હજાર રૂપીઆ ઉમેરીઆ.

આટલુંજ નહીં—એક માતબર નાણાંવટી, જેની એક પુરી બેટી તે ગાડીમાં હતી તેણે તેણીનો જીવ ઉગારવાને લીધે ફીદા ફીદા થઇ જઈ પોતાને ખરચે 'જો' ને નીશાળે મોકલીઓ, ને જ્યાં સુધી તે ઘણો હોશીઆર થઇ 'પ્રોફેસર' ને દરજ્જે પોહોંતો તાંહાં સુધીનો તેની કેળવણી પાછળનો સંઘો ખરચ પોતે કીધો.

## ખોવાયલી ગીની.

**આ**શરે વીશ વરશની વાતપર કોઇએક ગરહસથ 'નીઉક્યાસલ' ના મોહોલ્લાઓમાંથી ચાલી જતો હતો તેટલાં કોઇ દુકાણદારે તેને દુકાણમાં તેડી તેના

હાથમાં બે ગીની મુકી; ને બોલીઓ, કે "માફ કરજો, સાહેબ; તમારૂં નાણું પાછું આપતાં ઘણી-વાર લાગી." પેલા ગરહસથે એ વેપારીને કોઈદ-હાડે દીઠેલો પણ ન હોવાથી તેણે અજબ થઇ પુછયું; કે એટલું નાણું તેને શો રીતે લેણું રહયું હતું? વે-પારી બોલીઓ, "આજ આશરે વીશ વરશની વા-તપર તમારી સ્ત્રી મારી જોડે 'ઑમનીબસ' માં બેઠી હતી તેટલાં તેણીનાં ગજવાંમાંથી એક ગીની સરી પડી. એ વખતે ગાડીમાં પાંચ ચાર બીજા ઉ-તારૂઓ હતા, તોપણ મારા વતરોગે કોઇનું ધોઆ-ન તેપર ગયું નહીં;—ને તમારી સ્ત્રી ગાડીમાંથી નીચે ઉતરી જતાંજ મેં તે ઉંચકી લીધી. એ વખ-તે હું ઘણી કંગાલ હાલતમાં હતો, ને મારાં બાયડી છોકરાં છેકજ ભુખે મરતાં હતાં તેથી મને એવું કામ કરવું પડયું. પણ હવે મારી હાલત ફરવાઈ ગઇછ, ને હું પાંચ પઇસે સુખી છું; માટે, આ પેહેલીજ જોગવાઇએ તમારૂં નાણું તમને વીઆજ શીખે પા-છું આપુંછ."

## ખરી ખુશાલી શાને કહીએ?

ખરી ખુશાલી તેચ, કે જે, બીજાંનું ભલું કરવા-થી આપણને ઉપજેછે. મી० કથબરટ નામના મોહોટા વેપારીનો જવાન મેહેતો એક દીવસે મરતતોલ માંદો

પડયો. એ વખતે, તેને ઘણો ગમગીન ને ચીંતાતુર જોઇ મી૦ કથબરટે તેની ગમગીનીનું કારણ પુછયું. તે બોલીઓ "સાહેબ, હું મોહોતથી ડરતો નથી; મગર મારી ઘરડી માતા તથા મહારી કુંવારી બેહેનોનાં ગુજરાણ માટે હું વરશ દહાડે સો પાઉંડ મોકલુંછું તે હવે કોણ મોકલાવશે? અફસોસ! અફસોસ! હું મુઆપછે વખતે તેઓ ભુખે મરશે!" મી૦ કથબરટે તેને દીલાસો આપી કહ્યું; કે એ વીશેની તેણે ચીંતા કરવી નહીં, સબબ જે હવેથી તેની માતા તથા બેહેનોનાં ગુજરાણનો ખરચ તે પોતે કરનાર હતો. આટલું કહી તે પોતાના વકીલ સોડે ગયો, ને એમને વરશ દહાડે એકસો પાઉંડ ઘર બેઠાં આપવા થકી એક લખત કરાવી લાવીઓ. આ લખત જ્યારે મેહેતાને દેખડાવવામાં આવીઉં તયારે તે ખુશી થઇ બોલીઓ કે "મારી માતા તથા બેહેનોનું ગુજરાણ હવે સારી રીતે થશે, તયારે મને બીજું શુ જોઇએ—હવે હું સુખમાં મરીશ!" આમ બોલી તતકાળ તેણે પ્રાણ મુકયો.

ખરેખર, જેમની પાસે સંપત્તી હોયછે તેઓ કેટલો બધો એવો ખરો આનંદ ખરીદી શકેછે. પણ, અફસોસ! આપણ દલગીરી સાથે જોઇએ છીએ, કે, ઘણા થોડા સંપત્તીવાનો તે ખરીદવાની દરકાર કરેછે.

## અલી ઈબન આબાસ.

અલી ઇબન આબાસ, તે કાલીફ મેમુનનો માનીતો, પોતાને લગતી નીચલી વારતા લખી ગયોછે.

"એક સાંજે, હું બાદશાહની હજુર બેઠો હતો, તેટલાં કોઇ આદમીના મુસકા બાંધી તેની હજુર લાવવામાં આવીઉં. કાલીફે તેને મારે સવાધીન કીધું, ને મને સખત હુકમ કીધો, કે મેં તેની પુરતી સંભાળ રાખી બીજે દીને સવારે તેને કચેરીમાં હાજર કરવું. એ વખતે કાલીફ ઘણો ખીજવાયલો દીસતો હતો તેથી, વખત હું વધુ બોલીશતો તે ગુસ્સે થશે એવું વીચારી, મેં તે આદમીને મારા મેહેલમાં કેદ રાખીઉં. તો પણ, મેહેલમાં જવા પછે, મને તેનું ઠર ઠેકાણું પુછવા વીના ચાલીઉં નહીં; જેથી મેં તેને પુછ્યું કે તે કીયે ગામનો રહેવાશી હતો? તે બોલીઓ, "ડમાસકસનો સાહેબ, જયાં હું મોહોટી મસજીદની બોરદુમાં રહુંછું." એ સાંભળી, હું ખુશ થઇ ગયો. હું બોલીઓ "ખુદા તે શેહેરને, ને ખચીત કરી મસજીદની બોરદુએ રેહેનારા રેહેવાસીઓને, આબાદ રાખજો; તયાં એક આદમી રહેછે તેણે એક વાર મારો જીવ ઉગારયો હતો."

"તે શી રીતે સાહેબ?" મારો બંદીવાન બોલીઓ."

"મેં કહ્યું; "ભાઈ, તે આદમોનો મારા ઉપર જેવા તેવો ઉપકાર નથી. ડમાસકસના હાકમ સોડે-

થી હકુમત છીનવી લેવામાં આવી તેને આજ ઘણાં વરશ થયાંછે. એ વખતે, તેની જગાએ ઠરેલા નવા હાકમ જોડે હું એ શેહેરમાં આવીઓ હતો. આટલામાં, આગળા હાકમે મસ મોહોટી ગંજાવર ફોજ એકઠી કરી અમને ઘેરી લીધા. હું, રાતનો વખત સાંધી, મેહેલની બારીએથી નાહઠો, ને થોડે છેટે જવા પછે એક ઘરની બારી ઉંઘાડી જોઇને તેના ધણીને મારો જીવ ઉગારવાની અરજ કીધી. તેણે મને પોતાનાં જનાનખાનાંમાંની એક ઓરડીમાં સંતાડ્યો, જ્યાં હું એક મહીના સુધી ભરાઇ બેઠો. એક દહાડે તે ખબર લાવીઓ કે બગદાદ તરફ વેપારીઓનો એક કાફલો જનાર હતો; માટે જો મારી જવાની મરજી હોયતો, તે જેવી તક મને બીજી મળશે નહીં." મારી કને પઈસા નહીં હોવાથી મેં જરા આનાકાની કીધી તેનું કારણ સમજી જઇ, તે ઉદાર મનના ગરહસથે મને સુનેરી સાજ સાથનો એક તેજી ઘોડો, ખાદ્ય ખોરાકીથી લાધેલું એક ખચર, તથા નાણાંની એક કોથળી મંગાવી આપી, તથા મારી ચાકરીમાં એક હબસી ગુલામ આપીઓ. તેનાં ઉદાર મનની આ નવી મેહેરબાની જોઇ હું છક્ક થઈ ગયો, મારે વતન પાછો ફરવાના હરખથી મારી છાતી ભરાઇ આવી, ને તેનો ઉપકાર માની હું તે વેપારીઓના કાફલા જોડે બગદાદ આવીઓ. આટલો બધો ઉપકાર તમારાં શેહેરમાં મારા ઉપર

થયો; જેથી તે મને આટલું વાહાલું લાગેછ. મગર મને એટલોજ અફસોસ લાગેછ, કે તે ઉદાર દીલના ગરહસથનું નામ મને ખબર નથી—ને આજની ઘડી સુધી હું જાણતો નથી કે તે કોણ હતો. આહા! અગર તેના ઉપકારનો બદલો વાળવાની મને તક મળેતો હું કેવો ખુશી થાઉં!" "તમારી આશા પાર પડશે, સાહેબ." મારો બંદીવાન ખુશી થઇ બોલીઓ, "હું તેજ શખસ છું!" "હું આંખમાં આંસુ લઈ તેને ગલે વળગીઓ, તેની બેડી તોડી નાખી, તેના હાથને બોસા લીધા, ને કાલીફની ઇતરાજી તેના ઉપર શી રીતે થઇ તેનું કારણ પુછયું. તે બોલીઓ, "સાહેબ, કોઈ મતલબીઆ દુશમનોએ તે નામવરને ખોટું સમજાવી મારા ઉપર ગુસ્સે કીધો છે. મને ડમાસકસથી પકડી લાવીઆછે; ને મારી તરફ એટલું તો ઘાતકી મન બતલાવવામાં આવીઉંછે કે મારાં કુટુંબને મને મળવા વતીક દીધો નથી. મને વખતે મોહોતની સજા થશે, સાહેબ; માટે મેહેરબાની કરી તેમને મારા વીશે ખબર કરજો." "નહીં, નહીં, તેમ થશે નહીં." (હું ડચકાં ખાતો બોલીઓ.) "આએ ઘડીથી તું પોતાને છુટો સમજજે. જા, ઓ, ઉદાર મનના, સખી ગરહસથ! હું તને છુટાપણું બખશુંછું. તારો જીવ મારાથી બનચીઓ તો પછે કાલીફના કોપથી હું ડરતો નથી." આટલું કહી મેં તેના હાથમાં હજાર સીકવીનની એક કોથળી મુકી. પણ તે ઉદાર મનના ગરહસથે મારૂં ફ-

હેલું કરીઉં નહી. તે બોલીઓ, "અરેરે! સાહેબ; તમો બોલોછ તાબી શું! શું તમો એવું ધારોછ, કે તમારી વાત હું કબુલ રાખીશ—ને મારાં છુટાપણાં ને થકી તમારા જીવનું જોખમ થવા દઇશ? નહીં, સાહેબ; કદીબી નહીં. અગર તમારેથી બનતું હોયતો તે નામવરની હજુર મારૂં નીરઅપરાધીપણું શાબીત કરો; યા નહીંતો હું પોતે તેની હજુરમાં દોડી જઇ મારૂં માથું તેને હવાલે કરીશ; પણ, મારે થકી તમારો જીવતો હું કબી જોખમમાં પડવા દઇશ નહીં"!

"બીજી સવારે હું કાલીફની હજુરમાં જઇ ઉભો. તે જયારે રીશે ભરાતો તયારે હંમેશ કીરમજી રંગનો જામો પેહેરી તખતે બેસતો તેમ હાલમાં પણ બેઠો હતો. મને જોતાં વાર તેણે મારા બંદીવાન વીશે પુછપરછ કીધી, ને તેનું માથું છાંટી નખાવવા જલાદને હાજર રેહેવા ફરમાવીઉં. હું ધ્રુજતો ધ્રુજતો ભોંયપર પડી, હાથ જોડી, નરમાશથી બોલીઓ, "તેના વીશે, ઓ મહામલીક, મારે કંઇ અજાયબ વાત કેહેવીછે, તે, જો હુકમ હોયતો કહું." આટલુંજ સાંભળી, તે અધીરાઇથી બખારીઓ, "હું સોગન લઇ કહુંછું, ઓ અલી ઇબન આબાસ! કે અગર તારો બંધવો નાહાસી ગયો હશે તો તેની જગાએ તું તારૂં માથું ખોયા વીના રેહેશે નહીં!" હું બોલીઓ, "અરે નામવર! એમ શું બોલોછો! માથાંતો બંનેનાં તમારાજ અખતયારમાં છે; પણ,

જરા મારી વાતતો સાંભળો." આટલું કહી મેં તે નામવરને તે ઉદાર મનના ગરહુસથની તમામ હકીકત પેહેલેથી છેલે સુધી કહી, જે સાંભળી તે ઘણો હેરત રહ્યો. હું બોલીઓ, "જુઓ, નામવર; એ રીતે મેં તેને છુટાપણું આપવા કાઢીઉં તે વતીક તણે લીધું નહીં, કે તથી રખે મને કંઇ ઈજા થાય. એવું મોહોટાં મનનું આદમી, સાહેબ, કોઈબી ગુનાહ કરે એવું માનવામાં આવતું નથી. મારૂં ચોકસ એકીન છે જે, કોઇ મતલબીઆ દુશમનોએ પોતાની મતલબસર ખામખા તમો નામવરના કાન ભરીઆ છે, કે તેમાંથી એની ખરાબી થયાવીના રહે નહીં'.

"મારા એ બોલોથી, કાલીફ ઉપર, વકી હતી તેટલી અસર થઈ—તે નામવરનું ભોળું ને ઉદાર મન તે ગરહુસથની હીંમત તથા એકીનદારીની વાત સાંભળી પુરતી રીતે પીગળીઉં. તે બોલીઓ, 'જા, અલી ઇબન; તારે ખાતર હું તેને માફ કરૂંછ! જા, એ ખુશખબર વેહેલો તેને પોંહોચાડ, ને મારી હજુર તેને લઇ આવ."

"એ સાંભળી હું મગન થઈ ગયો. તે ઉદારમનનાં આદમીને હું કાલીફની હજુરમાં લઈ આવીઓ, જયાં તે નામવરે તેને એક સુંદર શરોપાવ, તથા પોતાના ખજાણામાંથી દસ ઘોડા, દસ ખચર, તથા દસ ઉંઠ ભેટ આપીઆં, ને છેલે, તેના હાથમાં પાંચ હજાર સીકવીનની એક કોથળી તથા 'ડમાસકસ' ના હાકમ ઉપર એક ભલામણ પતર આપી, તેને પુરા આબરૂથી પોતાને વતન રવાના કીધો."

## શાહનશાહનું સવપનું.

જરમનીનો શાહનશાહ 'કોનરાડ', જેબીકોઇ ઉમરાઓ યા સરદારો તેની મરજીની આડે આવતા તેમને ઘણી સખત સજા કરતો. એમનામાંનો એક કાઉન્ટ લુપૉલડ, મોહોતની સજામાંથી છટકી, પોતાનું દેશ તજી, એક બીઆબાન જંગલમ ંજઇ વસીઓ હતો. એક દાહાડે શાહનશાહ શીકાર કરતો એ જંગલમાં આવી, રાતનીરાત એનાં ઝુપડાંમાંજ રહ્યો. એક ગમથી શાહનશાહ આવી પોંહોતો, ને બીજી ગમથી 'કાઉન્ટ'ની સ્ત્રીએ એક બેટાને જનમ આપોઓ. મોડી રાતે શાહનશાહને સ્વપનું આવીઉં, કે એ છોકરો તેનો વારસ થશે. આ સ્વપનું એકેકપછે ત્રણવાર આવીઉં, તેથી તેણે એ ખરૂં માનીઉં. સવાર પડતાં એ બાળકને તેની માતાના હાથમાંથી લઈ શાહનશાહે પોતાના પેહેરાગીરોને સોપયું. પેહેરાગીરોને એને મારી નાખવાનો હુકમ હતો; મગર, એની દયા ખાઈ તેઓ એને એક ઝાડ હેઠળ મુકી આવીઆ; ને એક સસલાંનું કાળજું કાહાડી લાવી શાહનશાહને દેખડાવીઉં.

શાહનશાહના વડા અમીરને એ બાળક ઝાડ હેઠળથી મળીઉં. તેને પેટે ફરજંદ નહીં તેથી તેણે એણે પોતાનું ફરજંદ કરી રાખીઉં. આ અમીરને તાંહાં શાહનશાહ એક દાહાડે જમવા ગયો તે વખતે એને શક પડવાથી એ છોકરો એણે અમીર સોડેથી પોતા-

ની ચાકરીમાં રાખવાને બાહાને માગી લઇ પોતાની રા-
ણીપર એને કાગજ આપી મોકલીઓ, કે કાગજ
વાંચતાં વાર એને ઠાર મારવો. છોકરો થોડીક મં-
જલ કાપી રસતામાં ઉંઘાઇ ગયો તયાં કોઇ માયાળુ
પાદરીએ કાગજ વાંચો, શાહનશાહનું લખેલું છેકી
લખીઉં—કે "આ છોકરાને મેં આપણી બેટીના
ખાવંદ તરીકે પસંદ કીધોછે, માટે કાગજ વાંચતાંવાર
એમને પરણાવજો."

આ કાગજ વાંચી, રાણીએ ધામધુમથી એમનાં
લગણ કીધાં. એકગમથી લગણ થયાં, ને બીજી ગ-
મથી શાહનશાહ ફુંફારા મારતો પાયતખતે આવી
પોહોંતો. રાણી ખુશી થતી પોતાની બેટી તથા તે-
ણીના ખાવીંદને એને પગે લગડાવવા લાવી. શાહન-
શાહ પેહેલાંતો ઘણોજ રીશે ભરાયો; પણ બીજો કોઇ
ઇલાજ નહીં તેથી લાચારે એને મુગું રેહેવું પડયું.

લુપૉલડની તકસીર એણે માફ કીધી, તેની જપત
કરેલી જાગીરો પાછી આપી દીધી, ને "ખુદાની મ
રજી સામે કોઇનો ઇલાજ નથી" આમ બોલી, તેના
બેટાને અમીરની પદવી તથા એક મોહોટી જાગીર
ભેટ આપી પોતાના દામાદ તરીકે કબુલ રાખીઓ.
એનાં મરણ પછે એજ છોકરો એનો વારસ થયો.

---

ભાગ બીજો સમાપ્ત.



જાહેર ખબરો.

# ધી બામબે ફાયર ઈનશુરનસ કમપની, લીમીટેડ.

(મુંબઈમાં પેહેલવેહેલી ઉભી થયલી વીમાની કંપની.)

## ડીરેકટરો.

શેઠ બેરામજી જીજીભાઈ—ચેરનશીન.

જેમસ અલેકઝાનડર ફારબસ, એસકવાયર.

શેઠ આહમદભાઇ હબીબભાઈ.

શેઠ નાનાભાઈ બેરામજી જીજીભાઈ.

શેઠ દીનશાજી માનકજી પીટી.

શેઠ તાપીદાસ વરજદાસ.

## વકીલો.

મેશરસ કરેગી, લીંચ અને અવન.

## સરવેયર.

શેઠ નશરવાનજી ચાંદાભાઇ, સીવીલ એનજીનીઅર.

મજકુર કમપની ગુદાંઉઓમાં પડેલા તથા બીજા વેપારજોગ સામનનો, તેમજ વખારોનો અને રેહેવાનાં ઘરોનો વીમો, કીફાયતથી ઉતારેછે, તથા, એ ઉપરાંત

જાહેર ખબરો.

# નશરવાનજી ચાંદાભાઈ,

## સીવીલ એનજીનીઅર.

( આફીસનો નંબર ૭ મો; કોટમાં, હમમ સ્ટ્રીટમાં. )
( ઘરનો નંબર, ૧૯૩ મો; ખેતવાડીના રસતા ઉપર. )

**નીચે જણાવેલાં કામો કીફાયતથી કરી આપશે:—**

(૧) **ઈમારતોના નકશા, ખરચના એસટીમેટ** એટલે **અડસટા**, તથા તેમને બાંધવાનું **ઊપરીપણું**.

૨. **એસટેટો, ઈમારતો, દરીઆની પુરણી**, વગેરેનાં કામોની **માપણી, નકશા**, તથા **કીંમતની ગણતરી**.

૩. એસટેટો તથા ઇમારતો વગેરેને તપાસીને, તેમને લગતા હરકોઇ વાંધા સંબંધી **રીપોર્ટ** અથવા **સરટીફીકેટ**, તથા હરેક ઇમારતના અથવા ઘરના, **કાગજથી બનાવેલા ફરમા**, અથવા, **નમુના**.

૪. **ઈમારતોનાં કંટરાકટો**ને લગતા, અથવા કીંમતને લગતા, અથવા હરેક એસટેટ અથવા જમીન વગેરેને લગતા **વાંધાની લવાદીનું કામ**, ખાનગી ફરમાસ અથવા કોરટના હુકમથી.

## જાહેર ખબરો.

**મી૦ ખરશેદજી નશરવાનજી વાડીઆ**નાં રચેલાં નીચલાં પુસતકો કાલબાદેવી ઉપર મેશર્શ આતમારામ સગુણ તથા દોરાબજી જમશેદજીની દુકાનોમાંથી મળશે.

નકલીઆતનામું.......................... કીંમત, રૂ૦ ૫
હીંદુસથાનનો ઇતીહાસ.................. " રૂ. ૨

## વરતમાન પત્રો વગેરેનાં મત.

*** The History of India is a desirable addition to the small stock of useful Guzarati works. It is adapted for schools as well as for general reading. ****
*Times of India.*

***** The History of India surpasses its predecessors in many respects; & we have to congratulate our native friends on this valuable accession to their small stock of useful Guzarati works.****
*Bombay Gazette.*

"હીંદુસથાનના ઇતીહાસ" નું પુસતક મી૦ ખરશેદજી નશરવાનજી વાડીઆની કલમથી લખાયુંછે. એ જવાન ગરહસથે એક ગરંથ કરતા તરીકે આજ ત્રણ વરશ થયાં આપણી મન માનતી પછાન મેલવીછે.

"હેકાયતે દોલ પસંદ" અને "નકલીઆતના નામા" એવાં જે બે રમુજી વારતાઓનાં પુસતકો ગુજરાતીમાં કેટલાક શોખથી વંચાયછે તે એમની કલમથી રચાયલાં છે. ગુજરાતીમાં નીતીના તરીકાથી બગાર ઉલટી વારતાઓનો જે પવણ ફુલાવા માંડયો હતો તે મી૦ ખરશેદજીનાં આ ગરંથોથી કેટલેક દરજજે અટકયો છે, અને સારી વારતાઓની ખુટ પુરી પાડવામાં તેઓથી સારી મદદ મળીછે. **** એ પુસતકમાં મુસલમાન વંશોને વીગતે વરણયાછે, અને મહંમદ ગઝનવીથી શાહ આલમ સુધીના બાદશાહોની વીગતો અભીઆસ તથા મેહેનતથી એકઠી કરીને સમાવી છે. **** એ પુસતક સું

# જાહેર ખબરો.

દેખાવનું છે. તેની છપાઈ ...ઈ છે, તથા ફુલ ગીલટનાં ...જ શોભાયમાન પુઠાંથી ...ને ભપકાદાર બાંધીઉં છે. ઉપીઓગી ગરંથો રચવાની મી૰ ખરશેદજીની આવી તારીફ લાયક કોશેશ પ્રજાના આશરાને લાયક છે. * * * *

**રાસ્ત ગોફતાર.**

"હીંદુસથાનનો ઈતીહાસ" એક અતીશય ને સુંદર પુઠાંનું, પોણી બસો સફાનું, કીંમતી પુસતક છે, અને તેમા હીંદુસથાનમાં થઈ ગયલી મુસલમાન બાદશાહતની તવારીખ છે. તેમના હુમલાની શીરૂઆતથી શાહ આલમ અને મહરાટાઓના વખત સુધીની દાખલ કરીછે. એ પુસતક જુદી જુદી કેતાબો વાંચી તે ઉપરથી રચયું છે; અને તેમાં એના ચંચલ બનાવનારને ઘણી મેહેનત પડી છે. * * * * * હમને ઉમેદ છે કે વાંચણારી બાઈઓ એ પુસતકનો અભીઆસ કરી આ દેશમાં જે મુસલમાન દોર થઈ ગયોછે તેને લગતું ગાનમે લવવા ભુલશે નહીં. સ્ત્રી બોધ

* * * * અતીઆર તુલીકમાં હીંદુસથાનના ઈતીહાસ ગુજરાતીમાં એકથી વધારે પરગટ કરવામાં આવીઆછે; પણ તેઓ સંઘા ઇંગરેજી કેતાબોના તરજુમા છે. કીબાચા ઉપરથી જણાયછે કે આપણા ગરંથકરતાએ તેનું પુસતક બનાવવામાં એમ કરીઉં નથી, પણ જુદા જુદા ગરંથકરતાઓએ આપેલી તવારીખનો ઘણો સારો અભીઆસ કરીને, અને તેમને ફકત પોતાનાં લખાણમાં ભોમીઆ તરીકે વાપરીને આએ પુસતક બનાવીઉં છે. * * * આપણા જવાનીઆઓ આવાં પુસતકો બનાવવા અથવા તેઓનો તરજુમો કરવામાં પોતાનો ફુરસતનો વખત રોકે એ સંતોશની વાત છે. * * *

**જામે જમશેદ.**

'નકલીઆતનામાં' ની વારતાઓ નીરદોશ ગંમત આપનારી છે, અને તેમનો એવો સારો સંગરહ કરીઓ છે કે તેથી જીના હરફે ૪૩૫ સફા ભરાયા છે. ફુરસતની વખતે ગંમતને માટે વારતાનાં પુસતકો જોઈતાં હોયતો આવાંજ પુસતકોની હમો ભલામણ કરીશું, કે જેમની આપણામાં હજી ખુટ છે, અને તે ખુટ પુરવાને મી૰ ખરશેદજી જે મેહેનત લીએછે તેને માટે તેમને સાબાશી ઘટે છે. એ પુસતક દેખાવમાં ઘણું સુંદર

## જાહેર ખબરો.

હોવાથી ભેટ સોગાતને પણ એ લાયક છે, તથા એને સારો આશરો મળેલો જોઈ હમો ખુશી છીએ. ગુજરાત ગોફતાર.

* * * આ નવા પુસ્તકમાં કાહાણી કીસાઓ અને વારતાઓથી ગંમત અને ગ્નાન આપવાને બદલે ભાઈ અરદેશરજીએ હીંદુસથાનની તવારીખને લગતી ખુશી ગમી ભરી હકીકતોની મારફતે ગંમત સાથ ગ્નાન આપવાની નેમ રાખીછે. મી૦ અરદેશરજીનાં મનનો વળાણ કોઈ એક ચોકસ બાબદ તરફજ વળેલી નથી, પણ તેઓ પોતાનાં મનને જુદી જુદી રીતનો વળણ ફતેહમંદી ભરેલી રીતે આપી શકે એવી કેળવણી તેઓએ હાંસલ કરેલીછે. * *

મુંબઈ સમાચાર.

* * " હીંદુસથાનનો ઇતીહાસ " સુંદર છપાઈ અને નમુનાદાર બાંધણીથી એવોતો શોભીતો કરવામાં આવીઓ છે કે તે વાંચવા અગાઉ હાથમાં ધરવાથીજ વાંચણારનો જીવ સંતોશે. * * *

મુંબઈ ચાબુક.

# દાસ્તાને દેલરૂબા;

અથવા

જ્ઞાન, બોધ અને રમુજ આપનારી હકીકતોના

સંગ્રહનું પુસતક.

**કીંમત રૂ૦ ૨॥**

**કુપર અને કમ્પની;—મેડોસ્ટ્રીટ, કોટ.**

**દોરાબજી જમશેદજી અને કમ્પની,**

**કાલબાદેવી.**